# મુરખો

'ગુજરાતી' પ્રિન્ટિંગ પ્રેસ, મુંબઈ.

કિંમત આના ૦-૬-૦

# મુરખો

રચનાર

મંછારામ ઘેલાભાઈ
(દેશી મિત્રના અધિપતિ)

આવૃત્તિ ચોથી

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસમા
મણિલાલ ઇચ્છારામ દેસાઇએ છાપી પ્રગટ કીધુ
સાસુન બિલ્ડિગ, સર્કલ, કોટ, મુબઈ.
ઈ. સ ૧૯૧૪ સંવત્ ૧૯૭૦

કિંમત આના ૦–૬–૦

# પ્રસ્તાવના



અંગ્રેજીમાં તો પુષ્કળ નોવેલો (કલ્પિત કથાઓ) છે, પરંતુ ગુજરાતીમાં તેટલી નથી. કવિ સામળભટ, પ્રેમાનંદભટ વગેરેની કલ્પિત કથાઓ ઘણી છે, પણ ગદ્યમાં છેક જ થોડી છે, અને તે વાંચવાનો શોખ આપણા દેશમાં ઘણો છે. તેથી મેં મારી અલ્પ બુદ્ધિથી આ એક લઘુ ગ્રંથ રચીને બાહાર પાડ્યો છે. એ ગ્રથ જેમ જેમ આગળ વાંચતા જશો, તેમ તેમ એમાં ઘણી રસીલી અને હસવાલાયક રમુજી વાતો માંઓમાં આવશે. આ ગ્રંથ છેક કલ્પિત વાતોથી જ ભરેલો છે. એમાં કેટલીક વાતો જાણીતી આવશે, તોપણ તે સઘળીને એક બીજી સાથે જોડીને તેનો સંબંધ ઘણો જ રમુજી કરેલો છે; તેથી મને સપૂર્ણ આશા છે કે આ નાહાનો ગ્રથ વાંચનારને ઘણો જ રમુજી થઈ પડશે. એની ભાષા ઘણી જ સાદી છે. તેથી જેઓ સરકારી નિશાળોમાં ભણ્યા નહીં હશે તેને પણ વાંચવાને ઠીક પડશે.



પરમપ્રિય—

ભાઈ નગીનદાશ તુલશીદાશ મારફતીઆ.

બી. એ એલ એલ. બી

મુબઇની યુનીવરસિટિના ફેલો, મુબઇની હાઇકોરટના વકીલ

તમો મારા બાળસ્નેહી છો, અને તમને વિદ્યાપર અત્યત પ્રીતિ છે, માટે તમારુ નામ મારા આ લઘુ ગ્રંથમાં સામેલ રાખવાના હેતુથી આ ગ્રથ હું તમને અરપણ કરવાને વધારે દુરસ્ત ધારુ છું. તમારા સિવાયના બીજાને મારા ગ્રંથમાં દાખલ કરવાથી મારા આ ગ્રંથને ફક્ત પેસાનો આશરો મળે એ જ માત્ર લાભ; પરતુ પૈસાના લાભ કરતાં પ્રીતિનો લાભ મેળવવાની મને અત્યુત્કઠા છે; અંતે તે જ કારણથી આ ગ્રથ મે તમને અર્પણ કરેલો છે.

મંછારામ ઘેલાભાઈ.

# અનુક્રમણિકા

# અનુક્રમણિકા





# મુરખો.

અતાપૂર કરીને એક ગામ હતું. ત્યા એક માણેકબાઈ કરીને ડોશી રહેતી હતી. તે જાતની રજપૂત હતી. તેને પેટે બે છોકરી ને એક છોકરો હતા. બે છોકરીમાંની મોટી રાંડી હતી, ને નાની સુવાસન હતી. છોકરો, એ બને છોકરીઓ કરતા નાનો હતો. તેનુ નામ કાશીઓ હતું, પણ તેનામાં બીલકુલ અક્કલ કે ડહાપણ હતુ નહી, તેથી તેનું નામ મુરખો પડી ગયુ હતું અને સૌ લોકો તેને મુરખો કહીને જ બોલાવતા હતા. તેનુ મૂળ નામ જે કાશીઓ, તે કોઈ પણ જાણતુ નહોતુ, કેમકે નહાનપણથી જ તેને મુરખો કહીને સર્વે બોલાવતા હતા માત્ર તેના ઘરના જ માણસો તેનુ અસલ નામ જાણતા હતા.

**મુરખો.**

એક દહાડો માણેકબાઈ ડોશી સહવારમાં ઉઠી પોતાને ધંધે વળગી. છોકરીઓ ઉઠી તેવી દરવાજા બહાર પાણી ભરવા સારુ ગઈ. પેલો મુરખો કાશીઓ પથારીમાં પડ્યો પડ્યો ઘોરતો હતો તે પણ ઉઠ્યો, અને મા, હુ, મા, હુ, કરીને રડવા લાગ્યો. આ બોલ સાંભળી માણેકબાઈ ડોશી તે મુરખા પાસે ગઈ, ને પૂછવા લાગી કે, "ભાઈ કાશીઆ, તું ઉઠ્યો કે? માનાં હેતના વચન સાભળી મુરખા કાશીઆએ તો મોંઢાનો હાથરો ચઢાવ્યો. તે જોઈ માણેકબાઈએ વિચાર્યુ કે એને કાંઈ જોઇએ છે પછી ફરીને પૃછ્યુ કે "ભાઈ, તને કાંઈ જોઇએ છે?" મુરખાએ કહ્યુ કે "મારે પાકી કેરી જોઇએ છે. તે રત કેરીની હતી, તેથી ઘરમા કેરીનો પાક માણેકબાઇએ નાંખ્યો હતો. માણેકબાઈ ડોશીએ તેમાથી એક પાકેલી કેરી પેલા મુરખાને આણી આપી અને પાછી પોતાને ધંધે વળગી.

**મુરખાની કેરી.**

પેલો મુરખો બે હાથે કેરી ચુસવા મડી ગયો. તેણે ખાતા ખાતાં હાથ, મોંઢું, પેટ વગેરે બધુ શરીર ખરડી મૂકયુ. કેરીના દિવસ એટલે માખોની તો કાંઈ ખોટ જ નહી. તેથી એકીવારે માખો તેને વળગી પડી, ને કેરીનો રસ ચુસવા મડી. ઘણી જ માખો વળગવાથી પેલો મુરખો તો ગભરાઈ ગયો, ને બુમેબુમ પાડીને રડવા લાગ્યો. મુરખાને રડતો સાભળી માણેકબાઈ ડોશી જે પાછલી પડસાળમાં હતી તે ત્યાથી દોડી આવી, ને મુરખાને પૂછવા લાગી કે "કેમ છે? શું ધાડ આવી? આવડો શા-

માટે રડે છે ?" તે સાંભળી મુરખો બાલ્યો કે, "જોને મને આટલી બધી માખો વળગીને કરડી ખાય છે" માણેકબાઈ ડોશીએ કહ્યુ કે, "પીટયા, તારા હાથ ભાગ્યા છે ? ઉડાડતો કાં નથી ?" મુરખે કહ્યુ, "હુ શુ કરુ ? માખો તો આટલી બધી છે ને હુ તો એકલો." માણેકબાઇએ કહ્યુ, "મેર મુઆ ! જરા હાથ હલાવીને ઉરાડી મૂકવાની પણ સમજણ નથી ? તારી શી વલે થશે !" એમ કહીને માણેકબાઈ ડોશીએ સઘળી માખો નસાડી મૂકી, અને પાણી લાવીને મુરખાને ધોઇને દીલ લુછી નાંખ્યુ, અને સુવાડ્યો. આ વખતે મુરખો માત્ર પાચ વર્ષનો થયો હતો.

"કાકા કુશળ છે કે ની?"

હવે માણેકબાઈ ડોશીએ વિચાર કર્યો કે, આ છોકરો તો મને મુરખો નજર આવે છે, માટે એને નિશાળે ભણુવા મૂકુ તો આ કાંઈ ભણશે અને ડાહ્યો થશે. એમ વિચારી તે ડોશીએ મુરખાને નિશાળે ભણવા મૂકયો. રોજ ડોશી છોકરાને જાતે નિશાળે મૂકી આવે કોઇવાર તેનો હાથ નવરો ન હોય તો એમાની એક છોકરા સાથે મોકલી દે એ રીતે સાત વરસ લગણુ નિશાળે મૂકયો, પણ કાંઈ જ ભણ્યો નહીં. પૈસા ખરચ્યા તે ફોગટ ગયા. મુરખાભાઈ તો જેવા ગયા હતા, તેવા જ પાછા આવ્યા, પણ એકે અક્ષર શિખ્યા નહિ. માણેકબાઇના મનમા તો જરા એમ હતુ કે, છોકરો શિખ્યો હશે, પણ નીચેના બનાવ ઉપરથી ખાતરી થઈ કે, મુરખાભાઈ તો મુરખા જ રહ્યા.

માણેકબાઈ ડોશીની પાડોશમા એક વમળશાહ કરીને વાણીઓ રહેતો હતો. તે પરદેશ વેપાર કરવાને સારુ ગયો હતો. તે પરણ્યો હતો, તથાપિ તેને પેટે કાંઈ છોકરુ નહોતુ તેણે એક દિવસે પોતાની સ્ત્રીપર પોતાની તાજગીરીનો કાગળ લખ્યો, તે પેલી સ્ત્રીની પાસે આવ્યો, પણ તેના ઘરમા કોઈ વાંચનાર નહી, તેથી તે પેલા મુરખાને સાત વરસ સૂધી નિશાળે ભણતો જાણી તેની પાસે વચાવવા આવી. મુરખાભાઈ તો કાળા અક્ષરને કૂટી મારે એવા જ રહ્યા હતા, તોપણુ કાગળ હાથમાં લઇને ફોડવા માંડ્યો. ફોડતા પણ એના બાપ દાદા શિખેલા તે જ ફાડના ફાડતા કાગળ ફાડ્યો પણ ખરો. ફરીને કાગળ વાળેલો હતો તે ઉકેલ્યો, ને વાંચવા જેવો ઢોંગ કર્યો. પોતાને વાચતા આવડતું નથી, એવુ જાણી આંખોમા પાણી ભરાવા માંડ્યાં. તે જોઈ પેલી સ્ત્રી તો મનમાં વહેમાઈ ગઈ અને તેનુ કાળજુ ધડકવા લાગ્યુ. તે તેને પૂછવા લાગી કે, "ભાઈ કેમ તારી આખોમા આંસુ આવે છે ? તારા કાકા કુશળ છે કે ની ?" આ સાભળી વધારે રડવા

લાગ્યો. ત્યારે તો પેલી સ્ત્રીને પક્કી ખાતરી થઈ કે, બેશક મારો ધણી ગુજરી ગયો. પછી તે પેલા મુરખા પાસેથી કાગળ લઈ રડતી રડતી પોતાના ઘરને ઓટલે બેઠી ને વિલાપ કરીને મોટે સાદે ખૂબ તાણીને રડવા લાગી. આ તમાસો જોવા સઘળા શેરીના લોકો ભેગા થયા ને પૂછવા લાગ્યા કે, "બાઈ! તુ શા માટે રડે છે? તારે માથે શું આફત આવી પડી છે?" તે સાંભળી તે વધારે રડવા ને કૂટવા લાગી. બે હાથે છાતી ને માથુ કૂટી નાંખ્યુ ને લોહીલુહાણ કહાડ્યું. જોવા આવેલા લોકો પણ આ ખુનરેજી અને કટાળાભરેલા બનાવથી રડવા લાગ્યા, અને તેને ઝાલી લીધી. પછી તેને સમજાવીને પૂછ્યું કે, "બાઈ! તુ આવડું કલ્પાંત શામાટે કરે છે, તે તો જરા અમને સમજાવ?" પછી પેલી સ્ત્રીએ પોતાના ખોળામાંથી તે કાગળ એક મરદના હાથમા આપ્યો અને કહ્યુ કે, "મારા ભોગ ફરી વળ્યા મારો પ્રાણપતિ દેવલોક થઈ ગયો આ મારી માડીરે—હાય હાય, મારુ નસીબ ફૂટી ગયુ, હવે મારી શી વલે થશે! મારો જન્મારો કેમ જશે! આ મારા સ્વામીનાથરે—"

આણી તરફ પેલી સ્ત્રી કલ્પાત કરી રહી છે, પેલીગમ પેલો મરદ તે સ્ત્રીના ધણીનો આવેલો કાગળ વાચે છે, તો એમાંનુ કશુએ નથી. કાગળમાં તો તેના ધણીની તદુરસ્તી તથા ખુશી ખુશાલીના સમાચાર લખેલા છે. આ સમાચાર વાચતાં વારને તેણે પેલી સ્ત્રીને ધીમી પાડીને સમજાવ્યુ કે, "બાઈ! તારો ધણી ક્ષેમ કુશળ છે, તુ નકામી રડારોળ શામાટે કરી રહી છે? આ કાગળ તેં કોની પાસે વચાવ્યો?" પેલી સ્ત્રી બોલી કે, "આ મારી પાડોશણ માણેકબાઇના છોકરા પાસે વચાવ્યો." પેલા મરદે અને સઘળા શેરીના તથા આખા ગામના લોકોએ જાણ્યુ કે, માણેકબાઇનો છોકરો તો મુરખો જ દેખુ સાત વરસ થયા નિશાળે ભણે છે ને કાગળમા આડું અવળુ ફૂટી માર્યું. એ રીતે એની મુરખાઈ સઘળે જાહેર થઈ. માણેક-બાઈ ડોશીએ પણ જાણ્યુ કે, આ છોકરાને મેં સાત વરસ લગણ ભણાવ્યો અને પૈસાના કાંકરા કર્યાં, તથાપિ એ તો કશુએ ભણ્યો નથી, અને મુરખો ને મુરખો જ રહ્યો. આથી માણેકબાઈ ડોશી બહુ જ ઉદાસ થઈ ગઈ, તથા મનમા કચવાઈ ગઈ, એટલુ જ નહી, પણ પોતાના છોકરાએ જે ગામમા હાહાકાર કરાવ્યો, તેથી બહુ જ ઝખવાણી પડી ગઈ.

બીજે દહાડેથી તેણે મુરખાને નિશાળે મૂકવો બધ કર્યો. પોતે મનમાં નક્કી કર્યું કે, આપણે રજપૂત છીએ માટે એ છોકરાની પાસે સિપાઇગીરીનો ધધો કરાવીએ. એ ડોશીનો ધણી પણ સિપાઇગીરીનો જ ધંધો કરતો હતો, તેથી એની પાસે પણ એ જ ધધો કરાવવાનુ મન સાથે ઠરાવ્યું. પણ

છોકરાની ઉમર જરા નાની હતી, તેથી માણેકબાઇએ જાણ્યું કે, હાલ બે વરસ સુધી કાંઈ એ ધંધો કરી શકવાનો નથી, માટે હમણા તો એને ઘેર જ રાખવો અને સારી સારી શિખામણ દેઈ હુશીઆર કરવો.

મુરખાનો ટેક.

એ રીતે પેલા મુરખાભાઈ તો હવેથી ઘેર બેઠા ખાય, પીએ ને ફરતા ફરે. રોટલા ખાય ને ઓટલા ભાગે નાના નાના છોકરાઓમાં કુદે ને રમે. સાંજ પડે ત્યારે ઘરમાં આવે અને ખાઇને સુઈ જાય. એક દહાડો માણેકબાઇએ વાળુ કર્યાં પછી મુરખાને પાસે બેસાડી ને શિખામણ દીધી તેને કહેવા લાગી કે, "બેટા' તુ હવે ચઉદ વરસનો થયો, માટે હવે જરા ડાહ્યો થા હવે તુ છોકરાઓમા રમે છે ને કુદે છે તે શોભતુ નથી. જોની તારો બાપ કેવે ડાહ્યો હતો ? તે સિપાઇગીરીનો ધંધો કરતો હતો, અને તેને ત્રીસનો મહિનો સરકારમાથી મળતો હતો તે ઘણો ભણેલો હતો. તેની સાથે ટેકી પણ હતો તેને જે વાત વાજબી લાગે, તે જ તે કરતો. એ ટેક તેણે મરતા સુધી મુકયો ન હોતો. માટે તુ પણ ડાહ્યો થા અને આ મારી શિખામણ સારી પેઠે યાદ રાખજે અને તારા બાપના જેવો ટેકી થજે બેટા! આપણે રજપૂત બચ્ચા છીએ, માટે જે ઝાલીએ તે કદી મૂકીએ નહી, માટે તુ પણ આ શિખામણ કદી ભૂલતો નહો" મુરખે કહ્યુ કે, "મા! તારી શિખામણ હવેથી હુ સારી પેઠે યાદ રાખીશ. હવેથી હુ ડાહ્યો થઇશ, ને મારો બાપ જેમ ટેક મૂકતો ન હતો, તેમ હુ પણ નહી જ મૂકું જે વાત વાજબી હશે, તે હુ કદી મૂકવાનો નથી, માટે મા! તુ બે ફકર રહેજે. હવેથી હુ પણ મારા બાપના જેવો જ હઠીલો થઇશ ને જે ઝાલીશ તે કદી મૂકવાનો નથી" આવા ડહાપણનાં વચન સાભળી મા તો ખુશી ખુશી થઈ ગઈ કે, બેશક છોકરાની ગ્રહદશા કાંઇક બદલાઈ ખરી આજ તો મને ખાતરી થાય છે કે, આ છોકરામા કાંઈ ડહાપણ આવ્યુ ખરુ પણ હજી ભરોસો નહી જેમ એ કહે છે, તેમ જ્યારે એ વરતે, ત્યારે મને પતી જ આવે. પણ કાંઈ ચિંતા નહી જોઇએ આગળ એ કેવી રીતે ચાલે છે. એમ વિચાર કરી ડોશી સુઈ ગઈ અને મુરખાને પણ કહ્યુ કે, "જા બેટા સુઈ જા, ને આ મારી શિખામણ કદી ભૂલતો નહી." "વાર મા, નહી ભૂલુ." એમ કહી મુરખાભાઈ પણ પથારીમા જઇને સુઈ ગયા.

બીજે દહાડે સવારમા મુરખાભાઈ ઉઠ્યા. દાતણ પાણી કરી, ઝાડે જઈ આવીને નાહી લીધુ પછી માએ કહ્યુ કે, "ભાઈ આજ તો તુ બજા-

રમાં જા અને કાંઈ શાક ભાજી લઈ આવ. પણ જોજે હો, મે રાતે શિખામણ દીધી છે તે ભૂલતો નહી." મુરખે કહ્યું કે, "મા ! તુ એ શુ બોલી ? તારો દીકરો કદી ભૂલનાર નથી. જેમ મારો બાપ જે વાત ઝાલતો તે મૂકતો નહી, તેમ હુ પણ કદી મૂકનાર નથી. હુ પણ તેનો જ દીકરો છુ કેની ?" એમ કહી પાઘડી લુગડાં પહેરી, માની પાસેથી પૈસા લઈ, ગજવામાં નાંખી, ભાઈ બજારભણી ચાલ્યા. તે દિવસ વરસાદના હતા, પણ તે વખતે વરસાદ આવતો નહોતો, તેથી છતરી બતરી કાંઈ જોડે લઈ ગયો નહોતો. તેમા વળી જાતે મુરખા, એટલે સાથે રાખે જ શાના. થોડેક ગયો ને વરસાદ આવ્યો, તેથી એક ઓટલાપર ચડીને ઉભો. શ્રાવણ મહિનો, એટલે વરસાદનુ ઝાપટુ આવીને રહી ગયુ. પછી મુરખાભાઈ ઓટલાપરથી ઉતર્યા, અને થોડેક આગળ ચાલ્યા, એટલે રસ્તામાં સરકણ થએલુ હતુ તેથી પગ લપસી ગયો અને નીચે પડી ગયો પડતાં પડતા પાસે એક ગધેડો ઉભો હતો તેનુ પુછડું હાથમા આવી ગયુ, તે ઝટ લઇને પકડી લીધુ પુછડાને પકડવાથી તથા મુરખાભાઈ પડી ગયા તેના ધભાકાથી ગધેડું ભડકયુ ને નાસવા માંડ્યુ. મુરખાભાઇએ પણ પુછડું એવુ જોરથી પકડ્યું હતુ કે, ગધેડું નાઠું તેની જોડે એ ભાઈ પણ ઘસડાયા, અને ગધેડાના પગ સાથે અફળાવા લાગ્યા. આથી ગધેડો વધારે ભડકયો અને લાતો ઝાડવા માંડી, તોપણ પેલો મુરખો પુછડુ મકે નહી, ને લોહી લુહાણ નીકળ્યુ. ગધેડો તો આમથી આમ દોડે ને આમથી તેમ દોડે. એ રીતે શેરીમા દોડાદોડ થઈ રહી.

આ ગરબડ સાંભળી લોકો ઘરમાંથી બહાર નીકળ્યા, અને આ તમાસો જોઈ અચંબો પામવા લાગ્યા. તે સઘળા પછી મુરખાને કહેવા લાગ્યા કે, "એનુ પુછડુ તેં શામાટે પકડ્યુછે ?, મૂકી દે, નહીં તો લાતે લાતે તને કચડી મારશે, અને તારો પ્રાણ જશે" મુરખાએ કહ્યુ કે, "પ્રાણ કાલે જતો હોય તો આજે જાઓ, પણ હુ મૂકનાર નથી. હું ગરાશીયાનો છોકરો, ને શુ ઝાલ્યુ છે તે મૂકીશ કે ?" આ બોલ સાભળી સઘળા લોકો ખડખડ હસી પડ્યા, ને કહેવા લાગ્યા કે, "આ તો ખરેખરો મુરખો જ છે." ગધેડાએ પેડુ કચડી નાખ્યુ તોપણ પુછડુ મૂકતો જ નથી, અને નહીં મૂકવાને હઠ લે છે, માટે આપણે જોરાવરીથી મૂકાવો, નહી તો એ અજ્ઞાન મરી જશે અને એની મા પણ એના દુ ખથી બચારી મરણ પામશે." પછી લોકોએ જોર જુલમથી પુછડુ મૂકાવ્યુ, પણ ગધેડાની લાતો ખાઈ ખાઇને અધમુઓ થઈ ગયો હતો, તેથી ઘેર જવાની આય રહી નહી, માટે લોકો ચાદરની

ઝોળી કરીને તેમાં સુવાડી, તેને ઘેર પહોંચતો કર્યો. આ વરઘોડો જોવાને લોકોની ઠઠ, માણેકબાઈ ડોશીને બારણે મળી, તેથી ત્યાં હોકાર થઈ રહ્યો. માણેકબાઈ ડોશી આ ઘુમાટો સાંભળી બહાર દોડી આવી ને જુએ છે તો મુરખાભાઇના આ હાલ હવાલ દીઠા.

આ બનાવ શાથી બન્યો, તે લોકોથી વાકફ થઈ, અને કપાળે હાથ દઈ રડવા લાગી કે, "આ છોકરાની શી અવસ્થા થશે ? મારું ઘડપણ આ મુરખો શુ પાળવાનો છે ! જે પ્રભુ કરે તે ખરુ ! મારે તો એક વિશ્વભર-નાથનો આશરો છે ! એમ કહી, નીસાસો મૂકી, છોકરાને ઘરમાં ઉંચકાવી લઈ ગઈ, અને તેને દવા દારુ કરી હુશિયાર કર્યો. છ મહિને ભાઈ હતા તેવા થયા.

**"ઝાડની ડાળ."**

સાજા તાજા થયા પછી મુરખાભાઈ આગળની પેઠે જ ખાઈ પીને ફર્યા કરતા હતા પોતાની ડોશી લોકોના દળણા દળીને ભાઇનુ પેટ ભરે, તેનુ તો ભાન જ ન મળે. એક દહાડો માણેકબાઇએ કહ્યુ કે, "હરામના રોટલા ખાઇને ફરતો ફરે છે, તો રાનમાં જા અને એક લાકડાનો ભારો લઈ આવ આવુ કામ કરવાની મુરખાને હોંસ ઘણી, તેથી એક કુહાડી લઈ, ખાધપર મૂકી ને જગલમા ચાલ્યો. ચાલતાં ચાલતા આગળ ગયા તો ત્યા એક પીપળાનુ મરી ગએલુ સુકુ ઝાડ આવ્યું. તે જોઈ બોલ્યો કે, "આ આપણા લાગનુ ઠીક છે" એમ કહી, કચ્છો મારી તે ઝાડપર ચઢી ગયો, ને એક ડાળપર બેઠો જાતે મુરખાભાઈ, તેથી જે ડાળપર બેઠો તે જ ડાળને થડમાથી કાપવા માડી. તે વેળાએ એક ગાડાવાળો ગાડુ લઇને જતો હતો, તેણે પેલા મુરખાને શિખામણ દઈ કહ્યુ કે, "અલ્યા ઓ, તુ મુરખ છે કે શુ ? જે ડાળપર બેઠો છે તેને થડમાથી કાપે છે, તો કપાઈ રહેશે એટલે તુ કચડાઈ નહી મરે ?" આવુ બોલવુ સાભળી મુરખાએ કહ્યુ, "શાળા ! લુચ્ચા ! કોને મુરખો કહે છે ? મુરખો તું ને તારો બાપ. જો, શાળો રસ્તે જતા વઢવાડ કરે છે ? જા, તારે રસ્તે ચાલ્યો જા ! નહી તો હમણા નીચે ઉતરીને ખોખરો કરીશ." આ સાંભળી બિચારો ગાડાવાળો તો બીધો, ને કહ્યુ કે, "પડશે તો મારું શુ જશે ? હુ તો તારા સારાને માટે કહુ છઊં. શિખામણની વાત સાંભળશે નહીં તો તેમાં તારા હાડકાં ભાગશે, મારે શું ?" એ સાંભળી મુરખો વળી બોલ્યો, જાની મારા સસરા ! હાડકાં ભાગે તારા ને તારા બાપ દાદાનાં; તારુ મોત બોત ભમે છે કે શુ ? જાની તુ તારે રસ્તે ચાલ્યો જાની, તારુ કાંઈ મેં નામ બામ દીધુ છે ?" ગાડાવાળાએ જાણ્યું કે, આ તો બેશક મુરખો છે. હશે, આપણું

શુ જશે. હાડકાં ભાંગશે એટલે સઉ ઠેકાણે આવશે. એમ મનમાં વિચારી ગાડુ હાંકી ચાલતો થયો.

એ ત્રણ ખેતરવા ગાડાવાળો ગયો નહીં, એટલામા પેલી ડાળ કપાઈ રહી કે તુરત તે અને મુરખો બંનો પડ્યાં. પણ સારા ભાગ્યે ડાળ વાંકી ને જાડી હતી, તેથી જેમ ઘોડાપર સવાર બેસે છે. તેની મિશાલ, તે મુરખો ડાળપર જ રહ્યા, પણ ઝાઝુ વાગ્યું નહીં. પણ ડાળ કપાઇને તે અને પોતે બનો નીચે પડ્યાં. તેથી મુરખાએ મનમાં વિચાર્યું કે, "પેલો ગાડાવાળો તો ભાઈ પરમેશ્વર ખરો. જેની એ બોલ્યો તેમ જ થયુ માટે એને જઇને પૂછુ કે ભાઈ મારું મોત કયે દહાડે છે." એમ વિચારી લાગલો જ ગાડાવાળા પાછળ દોડ્યો, અને બુમો પાડવા લાગ્યો જે, ઓ ગાડાવાળા ! ઓ ગાડાવાળા ! તુ જરા ગાડુ ઉભુ રાખ ને હુ પૂછુ તેનો જરા જવાબ દે, કેમકે તુ તો પરમેશ્વર છે." ગાડાવાળાએ આ બુમો સાભળી ગાડુ ઉભુ રાખ્યુ, એટલે પેલો મુરખો પાસે જઈ પહોંચ્યો અને કહેવા લાગ્યો કે, "ભાઈ ! તુ તો પરમેશ્વર ખરો, કેમકે તેં કહ્યુ કે ડાળ કપાશે તો તુ ને તે બનો નીચે પડશો ને વાગશે, તે જ પ્રમાણે થયુ, માટે તુ પરમેશ્વર છે, માટે મારું મોત કયે દહાડે છે, તે તુ મને ખરેખરુ કહેતો જા." ગાડાવાળો તો આ સાભળી હસવા લાગ્યો ને મનમાં કહેવા લાગ્યો કે, "રસ્તે ચાલતા આ ભૂત કયાથી વળગ્યું ?" પછી ગાડાવાળાએ આ એનથી છૂટા થવા સારુ મશ્કરીમાં કહ્યુ કે, "જા, ધરેડ વચ્ચે કેડ સૂધી દટા, એટલે તારુ મોત આજે જ આવશે." એમ કહી ગાડું હાંકી મૂકયુ.

'મારુ મોત કયે દહાડે છે?"

આ મુરખાભાઇએ તો તેમ જ કર્યુ, ધરેડ વચ્ચે ખાડો ખોદી કમર સૂધી પોતાની મેળે જ દટાયો. પછી જે ગાડુ આવે તેમાં માથુ કુટાએ, એ રીતે માથુ કુટાઇ કુટાઇને માંહેથી લોહી નીકળ્યુ. તે જોઈ એક મીયાંભાઈ માથે મધનુ માટલુ લઈ જતો હતો તેને દયા આવી ને કહ્યુ કે "અલ્યા, તને આ રીતે કોણે ધરેડ વચ્ચે દાટ્યો છે ?" મુરખાએ કહ્યુ કે, "મારી મેળે હુ દટાયો છુ," મીયાંએ પૂછ્યુ કે, 'એમ શા માટે કર્યું ?" મુરખો બોલ્યો કે, "મરવા માટે." મીયાં બોલ્યો કે, "મરે છે શામાટે ?" મુરખે કહ્યુ કે, "મારાથી લાકડા કાપીને વૈંતરુ થતુ નથી માટે." મીયાંએ કહ્યુ કે "લાકડાં નથી કપાતાં તો ચાલ, હું તને કહાડું. તું મારું મધનું માટલુ ઉચકજે, હુ તને એની મજુરીના બે આના આપીશ." એ સાંભળી

મુરખો ખુશી થયો ને બોલ્યો કે, "લે તારે મને બહાર કહાડ. હુ તારુ મધનુ માટલુ ઉચકીશ. તુ મને બે આના આપજે." પછી પેલા મીયા ભાઇએ તેને કહાડ્યો અને તેને માથે મધનુ માટલુ ચડાવી પોતે જોડે ચાલ્યો

ચાલતાં ચાલતા મુરખાએ વિચાર કરવા માડ્યો કે, આ મીયા સાહેબ બે આના મજુરીના આપશે, તેની એક મરઘી લઇશ. પછી મરઘીના બચ્ચા કચ્ચા થશે, તે વેચીને એક બકરી લઇશ ને બકરીનાં બચ્ચા કચ્ચા થશે, તે વેચીને એક ગાય લઇશ. ને ગાયને વાછરડી વાછરડા થશે તે અને દુધ વેચીને એક ઘોડી લઇશ, પછી ઘોડીને વછેરા થશે, તેની કીમત બહુ ઉપજશે, તેથી હુ બહુ જ પૈસદાર થઇશ પછી તે પૈસાવડે સારી કુળવાન બે બઇરીઓ પરણીશ, તેમાથી એકને માનીતી કરીશ, ને બીજીને અણમાનીતી કરીશ. પછી તે બનેને કોઇ દહાડે છોકરા થશે. પછી હુ સારી હવેલી બધાવીશ. તેમા પુષ્કળ રાચરચીલા રાખીશ. એક દિવાનખાનુ પણ સુદર કરાવીશ. તેમા હાંડી, તકતા ટાંગીશ. વળી એક ગાદી ને તકીયો સુદર કરાવીશ, ને તેપર હુ લાબા પગ નાખીને મોટા શેઠ સાહુકારની પેઠે બેસીશ. પછી માનીતીનો છોકરો તેડવા આવશે, કે બાપા ચાલોની જમવાની વખત થઇ છે, તે વેળાએ હુ તુરત જમવા જઇશ અણમાનીતીના છોકરા જમવાને તેડવા આવશે, ત્યારે કહીશ કે ચલ નથી આવતો. "ચલ નથી આવતો" એમ કહેતાની સાથે મુરખાએ ડોકુ પણ હલાવ્યુ. જેવુ ડોકુ હલાવ્યુ તેવુ જ મધનુ માટલુ ભોંયપર પડી ગયુ, ને ભાંગીને સઘળુ મધ જમીનપર ઘોળાઇ ગયુ. આ બનાવથી પેલો મીયો બહુ જ ગુસ્સે થઇ ગયો અને પોતાના હાથમાં સોટી હતી, તેવતી ખૂબ મારવા લાગ્યો સડાસડ સપાટા એવા માર્યા કે, મુરખો તો બચારો નીચે ભોંયપર પડી ગયો ને મધમાં આળોટવા માડ્યુ. પછી નિરાશ થઇને બચારો મીયાભાઈ રસ્તે ચાલતો થયો, પોતાનુ આટલુ બધુ નુકસાન થયુ જોઈ મનમાં બહુ પસ્તાવા લાગ્યો કે, મારી શી કમબખ્તી લાગી કે મે એને કહાડ્યો! જેથી મારુ ભારે નુકસાન થયુ! એ રીતે પશ્ચાત્તાપ કરતો બિચારો ચાલતો થયો.

મુરખાના તરંગો

પેલો મુરખો ભયનો માર્યો મધમા લપટાયલો ઉઠતોકને નાઠો અને પાસે જ એક પીંજારાનુ ઘર હતુ, તે ઘરમાં પેઠો. ત્યાં રુ પીંજીને ગાળો કરેલો હતો તેમા સતાઈ પેઠો. ભોગજોગે પીંજારો ઘરમાથી આવ્યો, તેને જોઇને મુરખો ત્યાથી પણ નાઠો, અને થોડેક છેટે એક ઘેટાંનો વાડો

હતો તેમા જઇને ઘેટાં ભેગો ભરાઇ રહ્યો, પણ ઘેર ગયો નહી. અને એવી બીહીક હતી કે, રખેને મને પેલો મીઓ પકડશે ને માર મારશે.

મધરાત થઈ એટલે ચાર ચોરો કોઈ સાહુકારને ત્યાંથી દશ હજાર રૂપીઆની થેલીઓ ચોરીને તેની ગાસડી બાધીને પેલા ઘેટાના વાડામાં આવ્યા. ચારે ચોર ભેગા બેસીને મનસુઓ કરવા લાગ્યા કે, આપણે એક સારો મોટો ઘેટો આમાથી લઈ જઇએ અને તેને ઝભે કરી રાંધી ખાઇએ; કેમકે આપણને આપણે ગામ જતાં ઘણો વખત લાગશે, અને તેથી આપણે સઘળા ઘણા ભુખા થઈ જઇશુ, માટે એક સુદર જબરો ઘેટો શોધીને લો પછી તેઓ સઘળા ઘેટાને જોઈ વળ્યા જોતા જોતા, પેલો મુરખો જે ચીમળાઇને ઉંઘે માથે પડી રહેલો હતો, તે હાથમા આવ્યો. એનુ દીલ મધવાળું હતુ, તેથી રુનો ગાળો વળગવાથી તે મુરખો ઘેટા જેવો જ બની રહેલો હતો. આણીગમ રાત અધારી હતી, તેથી એ માણસ છે કે ઘેટો, તે કાંઈ જ ઓળખાય એવુ નહોતુ, તેથી તેને ઉચકીને પેલા ચોરેલા રૂપીઆની ગાંસડી ભેળો જ બાધ્યો, અને માથે મૂકીને લઈ ચાલ્યા. મુરખો માર ખાધાથી એવો તો ભય પામ્યો હતો કે, તેને ચોરો બાધીને લઈ જતાં સૂધી તે જરાએ બોલ્યો જ નહી

**ઘેટાંના ટોળામાં.**

પેલા ચોરોએ રાતમા ને રાતમા ઘણો રસ્તો કાપ્યો, પાંચ, છ, ગાઉ નીકળી ગયા પછી એક મોટુ અઘોર રાન આવ્યુ. તેમાં એક મોટી ખાઈ હતી તેની અદર તેઓ ઉતર્યા, અને વિચાર કરવા લાગ્યા, કે આ જગ્યા નિર્ભય છે, માટે અહીઆં જ આપણે ગાસડી ઉતારો અને મુકામ કરો. આખો દહાડો અહીઆં જ ભરાઈ રહીશુ, અને રાત પડ્યા પછી પાછા બહાર નીકળી આપણા ગામ ભણી ચાલતા થઇશુ. આ સાંભળી મુરખો ગભરાયો કે, જો એ લોકો ગાસડી ધબ લઇને નીચે નાંખી દેશે તો મારા હાડકાના ચૂરેચૂરા થઈ જશે, એવુ વિચારી તેણે ધીરે સાદે કહ્યુ કે, "ભાઇઓ! ગાસડી જરા ધીરજથી ઉતારજો, કેમકે માંહે તો હુ છઉ." આવો અવાજ સાંભળી ચોરો તો સ્તબ્ધ થઈ ગયા! અને એકબીજાના મોઢા સામુ જોઇને કહેવા લાગ્યા કે, "ભાઈ! આમા તો ઘેટો નથી પણ ભૂત છે!!" એમ કહી ધબ લઇને ગાંસડી નીચે નાખી દીધી, અને એકદમ નાસી ગયા— એક આમ નાઠો ને એક આમ નાઠો, એ રીતે નાહસાનાહાસ થઈ ગઈ. મુરખાનું નસીબ આ ઠેકાણે ઉઘડ્યુ.

હવે મુરખા ભાઇએ તો ધીરે રહીને હાથ પહોળા કરી ગાંસડીની ચાદર ફાડી, અને માંહેથી બહાર નીકળ્યા. ધાકનો માર્યો મુરખાનું નસીબ. આજુબાજુ જોવા લાગ્યો, પણ કોઇને દીઠા નહીં. પછી તો એક મોટા ઝાડ ઉપર ચડીને ચારે દિશાએ જોયુ કે, આસપાસ કોઈ માણુસની વસ્તી તો નથી ? પણ કોઈ માણુસનુ જણ્યુ તેના જોવામાં આવ્યુ નહી, તેથી જરા નિર્ભય થયો પછી ઝાડપરથી ઉતરી પેલી ગાસડી જુએ છે તો માંહે રૂપીઆની થેલીઓ દીઠી, તે જોઇને મનમા બહુ બહુ મગન થયો. પછી પાસે જ એક પાણીનો વહેળો વહેતો હતો ત્યા આગળ ગયો અને તેમા પોતાનુ મધવાળુ શરીર સઘળુ ધોઈ નાખ્યુ લુગડાં પણ ધોઈ, ચોખ્ખો થઈ, પેલી રૂપીઆની ગાસડી આગળ આવ્યો ત્યા આવી પોતાના ભીનાં લુગડાં સુકવ્યાં, અને પહેર્યાં. પછી થોડાક લાકડાના કડકા તે જગલમાથી વીણી લાવ્યો, અને તે તથા પેલી રૂપીઆની થેલીઓ તે જ ચાદરમા બાંધીને ગાસડી માથે ચડાવી ઘર તરપ મુરખાભાઈ ચાલ્યા. આ વખતે સમીસાજ થવા આવી હતી, ચાલતા ચાલતા પાછલી રાત થઈ, ત્યારે પોતાના ગામના પાદર આગળ આવી લાગ્યો જાતે મુરખો તોપણ ભાઇને સૂઝ પડ્યુ કે, જો મધરાત્રે ગામમા પેસીશ તો સીપાઇઓ મને પકડશે અને ચોર જાણી સરકારમા પકડી જશે, માટે ગામમા તો જવુ નહી. એવો મનસુબો કરીને એક મોટા સઘન ઝાડ ઉપર ચઢી બેઠો. ધુધરકુ થતાં જ ગાસડી લઇને નીચે ઉતર્યો, અને ઘેર આવ્યો. માણેકબાઈ ડોશી બચારી રાત ને દહાડો ચિંતા કરતી હતી કે, છોકરો કયા જતો રહ્યો હશે! કોઈ નદીમા કે કુવામા તો પડીને મરી નહી ગયો હોય! અથવા તો કોઈ વાઘના પજામા તો સપડાઈ નહી ગયો હોય! એવી રીતના વિચાર અને ચિંતા કરતી આખો દિવસ ને રાત ગાળતી હતી! પણ સહવારના પહોરમા જયારે માથે એક મોટી ગાંસડી લઈ આવતો એટલે દાતણ કરતા ડોશીએ દૂરથી દીઠો, ત્યારે તે ડોશીના જીવમા જીવ આવ્યો અને તેને પાસે આવતો જોઈ માણેકબાઈ ડોશી તો ગાંડી ને ઘેલી થઈ ગઈ! ગમે તેવો પણ માને મન તો દીકરો જ કેની! અતિ આનદે હરખના આંસુ પાડતી ડોશી મુરખાની સામી ગઈ અને તેને માથેથી પેલી ગાંસડી ઉપાડી લીધી. ડોશીએ તો જાણ્યુ હતુ કે, દીકરો સરપણની ગાંસડી બાધીને લાવ્યો છે. પણ ઘરમાં આવી છોડી જુએ છે તો માંહે રૂપીઆની થેલીઓ દીઠી! તેથી ડોશી તો ગભરાઈ ગઈ અને પૂછવા લાગી કે, "આ થેલીઓ તુ ક્યાંથી લાવ્યો ?" ડોશીના મનમાં એવી દેહેશત લાગી કે, રખેને પીઠ્યો

કોઇને ત્યાંથી ચોરી કરીને તો નહી લાવ્યો હોય ? પછી મુરખાએ જે વાત બની હતી, તે સઘળી વિસ્તારીને અથથી તે ઇતિ સુધી કહી. મુરખો તો ખરો પણ માણસ જાત, તેથી જરા તરા અક્કલ તો હોય જ, એવુ જાણી માણેકબાઇએ પોતાના છોકરા ઉપર ભરોસો રાખ્યો અને થેલીઓ ઠેકાણે મૂકી. રૂપીઆ જોઇને કોનું મન લલચાય નહીં ? માણેકબાઈ ડોશી ભલી તો ખરી, પણ એકીવારે કોઈ દિવસ ન જોએલા એટલા બધા રૂપીઆ જોઇને તે ડોશી પણ લલચાઈ ગઈ અને કોઇને પણ કહ્યા વગર મુગી જ રહી. હવે એ ડોશીનુ દરિદ્ર સઘળુ નાઠુ—પોતે સારી સારી સાડીઓ, ડોકમા નક્કર હાસડી, વગેરે પહેરીને ફરવા લાગી—છોકરાંને પણ ખાસી પેઠની પાઘડી, રેસમી કોરની ધોતી, સારી ઉચી સીવણના અને સારા ઉંચી જાતના લુગડાના અંગરખા, સારો પગમા ચમ ચમ બોલે એવો જોડો, વગેરે લુગડા, ડોકમા સોનાનો ગળુચો, હાથમા સોનાનુ કડુ, આંગળીઓમા ખરા નગની વીટીઓ, કેડે કદોરો, વગેરે શોભતા શણગાર પહેરાવી ગામમા ફેરવવા લાગી. એ રીતે મા દીકરાને ફરતા જોઈ લોકો પરસ્પર એક બીજા આગળ બોલવા લાગ્યા કે, માણેકબાઈ ડોશીએ ધણીના મેળવેલા પૈસા વાપરતા કરવા માંડ્યા ખરા, કોઈ કહે, છોકરો મુરખો એટલે શુ કરે ? ડોશી સઘરી સંઘરીને મરી જાય, અને મુરખો ખોઈ બેશે, તે કરતા પહેરાવી હોડાવીને છોકરાને ફેરવે છે, ને પોતે ફરે છે તે ઠીક જ કરે છે. એ રીતે લોકો પણ તેને સાબાશી આપવા લાગ્યા.

**મુરખાનાં વેવિશાળ.**

માણેકબાઈ ડોશીના પૈસાની વાત આખા ગામમા, તેમજ આજુ-બાજુના સઘળાં ગામોમા ફેલાઈ ગઈ. એક લોભીઓ રજ-પૂત મુરખાના ગામથી આશરે વીશ કોશ ઉપર રહેતો હતો, તે પોતાની છોકરીના વિવાહ મુરખા સાથે કરવા સારુ તે માણેકબાઇ ડોશીને ત્યા આવ્યો. આવીને ડોશીને કહેવા લાગ્યો કે, “ડોશીમા ! મારી છોકરીના ચાંલ્લા તમારા દીકરા સાથે કરવાની મારી ખુશી છે, માટે તે પ્રમાણે કરો.” પોતાનો છોકરો મુરખો, તેને સ્વપ્નમાં પણ કન્યા મળશે, એવુ માણેકબાઈ ડોશીના મનમાં નહોતુ, તેવુ છતા ઘર પૂછતો આવ્યો, તે જોઈ માણેકબાઇના મનમા હરખના ઉભરા આવી ગયા ! માણેકબાઈ બોલી કે, “સારુ ભાઈ ! હુ વિવાહ કરવાને તૈયાર છુ. પણ પલ્લુ કેટલુ લેશો ? તે અગાઉથી કહી દો.” લોભીએ કહ્યુ કે, “એક હજાર રૂપીઆ પલ્લાના, અને પાંચસો રૂપીઆ માંડવા ખરચના, એ રીતે હોય તો ચાંલ્લા કરું, નહી તો મારે કાંઈ વરની ખોટ નથી—મારે ઘેર મોટમોટાના માગા

આવે છે, પણ તમને ભલા જાણીને જ તમારે ત્યા છોકરી દેવા આવ્યો છુ, માટે મરજી હોય તો હા કહો, નહી તો હુ મારે મારગે જાઉં અને મારુ સૂઝતુ કરુ."

ડોશીએ જાણ્યુ કે, "ગયો અવસર પાછો આવવાનો નથી. વળી છોકરો મુરખો છે, તેથી એને કોઈ કન્યા દેવાનુ નથી. માટે ઘેર બેઠાં ગંગા આવી, ત્યારે મોં ધોવા શીદને જાઉં?" એવો વિચાર કરી તેણે તેટલુ આપવાની હા કહી. લોભીઓ બોલ્યો કે, "ત્યારે ઠીક છે ગોરને તેડાવો." ડોશીએ તુરત ગોરને તેડવાને મુરખાને મોકલ્યો. મોકલતી વખત ડોશીએ શિખામણ દીધી કે, "ભાઈ! વિવાહ થયા પહેલા કોઇને કહેતો નહી" મુરખો "વારુ મા!" એમ કહી હરખાતો હરખાતો કાખલી કુટતો ગોરને ત્યા આવ્યો અને કહેવા લાગ્યો કે, "ગોર, ગોર ચાલો, મારી મા તમને તેડે છે" ગોરે પૂછ્યુ કે, "અલ્યા! શુ કરવા?" મુરખે કહ્યુ, તે તો હુ નહી કહુ, કેમકે મારી માએ એમ કહ્યુ છે કે, "તારા વિવાહની વાત કોઇને કહેતો નહીં, માટે હુ તો નહી કહુ." ગોર એ સાભળી મનમાં કહેવા લાગ્યો કે, "મુરખો તે મુરખો જ, કહેતો જાય છે ને વળી કહે છે કે હુ તો નહી કહુ. પછી ગોરે લુગડાં પહેર્યાં, અને મુરખા સાથે ચાલ્યા. ઘરમા આવ્યા, એટલે ડોશીએ આવકાર દઈ પાટલાપર બેસાડ્યા, અને વિવાહની સઘળી વાત માડીને કહી તે સાભળી ગોરે કહ્યુ, "યજમાન રાજા! આ ચોઘડીયુ બહુ સારુ છે, માટે સુખેથી ચાલ્લા કરો" ગોરના મનમા એમ કે "વર મરો કે કન્યા મરો, પણ જોશીનુ તરભાણુ તો જતાથી ભરાશે" ગમે તે થાઓ, પણ હુ તો મારુ દાપુ લઇને ચાલતો થાઉ પછી ડોશી ઘરમાથી કુકાવટી લાવી અને ગોર પાસે ચાલ્લા કરાવ્યા એ વખતે પોતાના સગા વગેરેને પણ તેડાવ્યા હતા. પછી પેલો લોભીઓ રૂપીઆની ગાસડી લઈ ચાલતો થયો આણીગમ ગોર પણ દાપુ લઈ ચાલતા થયા. પોતાના વિવાહ થયા જોઈ મુરખો પણ ખુશી ખુશી થઈ ગયો.

**મુરખાનાં લગન**

એ રીતે વિવાહ કરી, લગનનો દિવસ એક મહીનાપર ઠરાવી, પેલો લોભીઓ રજપૂત પોતાને ગામ ગયો હતો, તેથી તેના ગયા પછી બને તરફ વાળાઓએ લગનની તૈયારી કરવા માડી. એમ કરતા લગનના આઠ દિવસ બાકી રહ્યા, તેથી ગામમા સગાવહાલા વગેરેને જાને આવવાના નોતરા દેવા માંડ્યા. પરગામ પણ કંકોત્રીઓ ગોર જોડે તેની જ પાસે લખાવીને મોકલી. ચાર દિવસમા તે સર્વે આવી લાગ્યા. પછી તે સઘળાને લઈ, મોટી વરજાન સાથે માણેકબાઈ ડોશી પેલા

લોભાઆને ત્યાં ગઈ. ત્યાં રુડી રીતે લગ્નની ધામધુમ માડી. લગ્નનો દિવસ આવ્યો, તે દહાડે મુરખાને ઘોડે બેસાડી, વરઘોડો લઈ, કન્યાને માડવે આવ્યા. વરને બાજઠ ઉપર ઉભો રાખ્યો, પછી સાસુજી પોકવા આવ્યાં. તરાક હાથમાં લીધી એટલે મુરખો બોલ્યો કે, "મારી સાસુ ! પરણાવતી હોય તો તારી છોકરીને પરણાવ, પણ તરાક ભોકશે તો લાત એક મારીશ." આ સાભળી લોકો ખડખડ હસી પડ્યા ન્યાત જાતના તો જાણતા જ હતા કે, ભાઈ મુરખા છે, પણ તે ગામના લોકોએ પગ જાણ્યુ કે, "હાય હાય ! વર તો મુરખો દેખુ !" સગા સબધી પાસે ઉભા હતા, તેણે મુરખાને વાર્યો પછી સાસુએ માયરામાં બેસાડ્યો, ગોરે હાથેવાળ મેળવ્યો, મગળફેરા ફેરવ્યા, કસાર ખવાડ્યો, અને લગ્ન પૂરા કરી ઉતારે આવ્યાં—ચાર દહાડા રહ્યા પછી સજોડું લઈ ઘેર આવ્યા. કન્યાનો ભાઈ જે આવ્યો હતો, તે તેની બહેનને પાછી તેડી ગયો.

**વહુને આણું** લગ્ન ગયાને બે વરસ થયા પછી માણેકબાઈએ અને તેની છોકરીએ વિચાર કર્યો કે, હવે વહુને તેરમુ વરસ બેઠુ, મ પહેલુ આણુ કરવાને મુરખાને મોકલવો જોઇએ. બીજે ... દિવસે મોકલવાનો ઠરાવ કરી તેને સારુ ભાતુ વગેરે તૈયાર કર્યું અને સુતા સહવારમા ઉઠી મુરખાને સારા સારા લુગડા ઘરેણાં પહેરાવી તૈયાર કર્યો અને શિખામણ દીધી કે, "ભાઈ! સાસરે જાય ત્યા ડાહ્યો થઇને વાતચિત કરજે, પણ ત્યા પણ તારી મુરખાઈ જણાવતો ના"—પછી ભાડાની ગાડી કરી મગાવી, ને તેના ભાડાના બે રૂપીઆ ઠરાવ્યા હતા, તે મુરખાને આપ્યા. વળી પાઘડીને છેડે એક અડધો રૂપીઓ પરચુરણ કામ પડે તો ખરચવાને બધાવ્યો. સારા શુકન જોઈ વિદાય કરતી વખતે પાછી ડોશીએ શિખામણ દીધી કે, "ભાઈ! રાત પડે ત્યાં વાસો કરજે," ને કહ્યુ કે, "ભાઈ ! તારી વહુને તેડીને વહેલો આવજે." મુરખે કહ્યુ, "ના મા, મારીથી કાંઈ તેને ઊંચકાય નહી, કેમકે હવે તો તે મોટી થઈ હશે, તે કેમ તેડું ?" માએ કહ્યુ કે, "ભાઈ ! તેડવી તે કાંઈ ઉંચકવી નહી તો, તારી જોડે તેડી લાવવી." મુરખે કહ્યુ કે, "તારે તો ઠીક, પણ મા ! તે નહીં ચાલશે તો હુ તો મારી સાસુને ચોટલો પકડીને ઘસડી લાવીશ." માએ કહ્યુ કે, "ના ભાઈ તે ચાલશે. આવુ ગાંડુ ગોપાળુ કરતો ના." મુરખો બોલ્યો કે, "તારે તો ઠીક." એમ કહી ગાડી હંકરાવી. તે ગયો પણ તેની ડોશીના તથા બહેનના મનમાં મોટી દેહેશત હતી કે, પીટ્યો ત્યાં જઇને કોણ જાણે શુએ કરી આવશે ! એ રીતે ચિંતા કરતા ઘરમાં પેઠાં. પેલો

મુરખો તો ચાલતો થયો. ચાલતાં ચાલતાં ગાઉ બેએક ગયા એટલે મુરખાએ ગાડીવાનને કહ્યુ કે, "અલ્યા ગાડીવાન! મારુ સાસરુ આવે એટલે કહેજે હો, હુ ઉતરી પડીશ" ગાડીવાન પણુ આગળનું તથા હમણાનું બોલવુ સાંભળી જાણી ગયો કે, આ તો મુરખો દેખુ! એનુ સાસરુ તે વળી એ જાણે કે હુ જાણુ? પછી તેણે વિચાર્યુ કે, લાવની એ તો મુરખો છે તેથી એને છેતરીને ચાલ્યા જઇએ. પછી એક ઝાડ તળે ગાડી ઉભી રાખી, અને મુરખાને કહ્યુ કે, "મારા ભાડાના પૈસા લાવ, કેમકે મારે બળદને સારુ ઘાસ લાવવુ છે, આગળ ઘાસ મળશે નહીં" તે સાંભળી મુરખાએ તો ભાડાના રૂપીઆ આપી દીધા. પછી પેલો ગાડીવાળો તેને તે ઝાડતળે બેસાડીને ચાલ્યો, અને કહ્યુ કે, "હમણા હુ ઘાસ લઇને આવુ છુ, તુ અહીંઆં જ બેસજે." પેલો મુરખો વાટ જોતો ત્યા જ બેઠો. બે ત્રણ કલાક થયા તોએ તે ગાડીવાળો આવ્યો નહીં, ત્યારે પોતે ઉઠીને સાસરાના ઘર ભણી ચાલતો થયો.

**રાત વાસો.**

ચાલતાં ચાલતા દશ બાર ગાઉ ગયો, એટલે એક સાકડી નેળ આવી. તે નેળ એવી તો સાકડી હતી કે, તેમાથી માત્ર એક જ માણુસ જઇ શકે તે તેમા પેઠો એટલે સાંજ પડી. આ વખતે ડોશીની શિખામણુ સાભરી આવી કે, રાત પડે ત્યા વાસો કરવો, તેથી મુરખાભાઇએ તો ત્યા જ વાસો કર્યો. માથા તળે ભાથુ તથા પાઘડી મૂકી, નેળમાં લાંબો થઇને સુતો. મધરાત થઇ એટલે કેટલાક ચોરો ચોરી કરવા સારુ જતા હતા. તે પેલી નેળ આગળ આવ્યા. રાત અજવાળી, તેથી તેઓએ પેલા મુરખાને સુતેલો દીઠો. તેને એક ચોરે એક લાત મારીને ઉઠાડ્યો અને પૂછ્યુ કે, "અલ્યા તુ કોણુ છે? રાત પડી મારગમા વચ્ચે કેમ પડ્યો છે?" મુરખે કહ્યુ કે, "ચલ સાળા નથી ઉઠતા–મારી માએ કહ્યુ છે કે, "રાત પડે ત્યા વાસો કરજે, તેથી હુ તો વાસો કરીને સુતો છુ તમારાથી થાએ તે કરો, પણુ હુ તો ખસનાર નથી." આવું સાભળી એક ચોરને બહુ ગુસ્સો ચઢયો; બે ચાર ધપ્પા ચોઢી કહ્યુ કે, "રાંડના, વચમા પડ્યો છે ને વળી ગાળ ભાડે છે? ખસ વચમાથી." તે સાંભળી મુરખાએ કહ્યુ કે, "તમારે ગમે તો મને આ ઠેકાણે જાનથી મારી નાખો. પણુ હુ ખસનાર નથી–હું રજપૂત બચ્ચો છુ, તે મેં જે ઝાલી છે, તે હુ કદી મૂકનાર નથી." આવું સાંભળી એક ચોરને દયા આવી, ને તે પેલાને કહેવા લાગ્યો કે, "અલ્યા! એ તો બેવકુફ માલમ પડે છે, માટે જવા દે, એને ન માર." બીજો બોલ્યો કે, ભાઈ! જવા દે, એ બચ રો ગરીબ જણાય છે. એને ન માર, ચાલો આપણે બીજે રસ્તે જઇએ."

"બચારો ગરીબ" એ બોલ સાંભળી મુરખો બોલ્યો કે, "સસરાઓ,

**બચારો ગરીબ.** તમે ગરીબ ને તમારા બાપ દાદા ગરીબ, કોને ગરીબ કહો છો? મારી પાઘડીને છેડે જુઓ આ અડધો રૂપીઓ બાંધ્યો છે, ગરીબની પાસે વળી અડધો હોય કે?" એ સાંભળી ચોરોએ તે અડધો રૂપીઓ ને લુગડાં સઘળું ખુચવી લીધુ, ને ચાલવા માંડયુ. પણ પેલા એક ચોરને દયા આવ્યાથી તેનાં લુગડાં તેને પાછા આપ્યાં, અને ચાલતા થયા. મુરખાભાઈ તો ત્યાં જ પડી રહ્યા, ને આખી રાત ત્યાં જ કહાડી ચોરોએ માર માર્યો ને વળી અડધો રૂપીઓ ખુંચવી લીધો, તેનો મનમાં હરખ કે શોક કાંઇએ નહીં મળે.

પછી સહવાર થતાં જ મુરખો પોતાના સાસરાના ગામ ભણી ચાલ્યો.

**પારધીની જાળ.** આગળ ચાલતાં એક પારધી જાળ નાખીને માર્ગમાં પક્ષીઓ પકડવાને બેઠો હતો, ત્યાં આગળ થઇને મુરખાભાઈ ચાલ્યો. પણ મુગા મુગા જવાને બદલે ત્યાં આગળ જઇને હોકારો કર્યો, તેથી જાળમા આવવાને તકાવી રહેલાં પક્ષીઓ સઘળા ઉડી ગયા. તેથી પારધીએ એ મુરખાને પકડીને મારવા માંડ્યો, ને ખુબ ઠોકયો એટલુ જ નહી, પણ કેટલીક ગાળો દઇને બોલ્યો કે, "કમબખત, મારી જાળમાં એક પક્ષી પડયુ છે તેમ બીજુ પડત, વળી ત્રીજુ પડત, એમ કરતાં ચોથુ પડત, એ રીતે બધાંએ પડત, તો તેથી હું બહુ બહુ ખુશી થઈ. જાત. પણ તેં તે સઘળુ ધૂળ મેળવ્યુ." એમ કહી માર મારી ગાળો દઇને તથા બેચાર ઠોંસા મારીને કહાડી મૂકયો. ત્યાથી પછી મુરખો આગળ ચાલ્યો. પણ પેલો પારધી બોલ્યો હતો કે "મારી જાળમા એક પક્ષી પડયુ છે તેમ બીજું પડત, વળી ત્રીજુ પડત, પછી વળી ચોથુ પડત, એ રીતે સઘળા પક્ષીઓ પડત તો તેથી હુ બહુ બહુ ખુશી થઈ જાત." આ બોલો મુરખાને મોંડે થઈ ગયાથી તે ગોખતો ગોખતો ચાલ્યો થોડીકવારમાં એક ગામના પાદર આગળ આવી લાગ્યો. ભોગજોગે તે ગામના પટેલનો એકનો એક છોકરો મરી ગયો હતો, તેને ચાર જણે ઉચકયો હતો, અને બીજા ડાધુઓ પાછળ ચાલતા હતા. તેની પાસે જઇને મુરખો પેલા બોલો ગોખવા લાગ્યો કે "એક પડ્યો તેમ બીજો પડત, વળી ત્રીજો પડત, પછી વળી ચોથો પડત, એ રીતે બધાએ પડત તો હુ બહુ બહુ ખુશી થઈ જાત."

મુરખાના આવા બોલો સાંભળી પેલા મુડદાને ઉચકનારા વગેરેના મનમાં એમ આવ્યું કે, આની કેહેવાની મતલબ એવી છે કે, જેમ આ

પટેલનો છોકરો મુઓ છે, તેમ આ ઉંચકનારામાંનો બીજો મરત, વળી ત્રીજો મરત, પછી વળી ચોથો મરત. એ રીતે સઘળાઓ મરત તો ખુશી થઈ જાત. આવુ અવળુ સમજાયાથી તેઓએ પેલા મુરખાને મારવા લીધો, અને બોલ્યા કે, "સસરા દુષ્ટ, ચડાળ ! તું શું બધાને મરવા ચાહાય છે? ગામના પટેલનો બચારાનો એકનો એક વહાલો છોકરો મરી ગયો તેથી, અને વળી અમો બધાએ મરીએ તો તેથી તુ ખુશી થવા માગે છે?" એમ કહી ઢીકા પાટુ મારવા મડી ગયા. કોઇએ મુક્કી, કોઇએ ધપ્પો ! એ રીતે બચારા નિરપરાધી મુરખાને મારી મારીને અધમુઓ કર્યો. જ્યારે આ દીન મુરખાએ બહુ બહુ કાલાવાલા કર્યાં ત્યારે મારતો મૂકયો, પણ તેની પાસે કહેવાડયુ કે, 'બોલ કે આવુ કોઇને ત્યાં નહી હશો." બચારો મુરખો મારને ધાકે બોલ્યો કે, "આવુ કોઇને ત્યા હશો નહી." એટલુ કહેવાડીને તેને જતો મૂકયો.

**આવું કોઈને ત્યાં હશો નહિ.**

મુરખો વળી આ બોલ ગોખતો ગોખતો આગળ ચાલ્યો તેવામા વળી બીજુ ગામ આવ્યુ. જવાનો રસ્તો તે ગામમાં થઇને હતો તેથી ત્યા થઇને મુરખો ચાલ્યો. તો ત્યાં એક સાહુકારનો દીકરો પરણતો હતો તેથી તેના બારણામા ધોળ મગળ ગવાતા હતા. ત્યા આગળ જઇને મુરખો પેલો બોલો ગોખવા લાગ્યો કે "આવુ કોઈને ત્યા નહિ હશો" આ બોલવુ સાભળી તે સાહુકારના માણસોએ તેને પકડ્યો અને મારવા લાગ્યા કે, "રાંડના અભાગીયા ! આવુ રુડુ શુભ કારજ થાય છે તે તને ગમતું નથી? કહે કે એવુ સૌને ત્યા હજો." પછી ત્યાંથી પણ તેને જતો મૂકયો. તે ઉપલા બોલ ગોખતો ગોખતો વળી ત્રીજા ગામમા આવી લાગ્યો. આ ઠેકાણે પણ બચારા મુરખાની કમબખતી કેવી ફરી વળે છે તે જોજો કરમસજોગે તે ગામના પટેલનો પણ એકનો એક જ છોકરો તરત જ મરી ગયો હતો, તેથી તેના બારણામાં રડારોળ થઈ રહી હતી. ત્યા આગળ જઇને જેમ પેલા માણસો રડતા હતાં તેમ પોતે પણ મોટો ધાંટો કહાડી તાણીને બોલવા લાગ્યો કે, "આવુ સૌને ત્યા હજો, આવુ સૌને ત્યાં હજો."

**"આવું સૌને ત્યાં હજો."**

આવુ બોલતો સાભળી વળી એ ઠેકાણે પણ તે પટેલના માણસોએ મુરખાને મારવા લીધો ને ખૂબ ઠોકયો અને કહ્યુ કે, "પાપી, ચંડાળ, નિર્દય ! પટેલના છોકરાના મરવાથી તુ ખુશી થાય છે ! ને વળી કહે છે કે આવુ સૌને ત્યાં હજો? આવુ બોલીને શુ બળતાને બાળવા આવ્યો છે? બળતાને બાળવા કે બળતાને

ઠારવા ? બોલ હવે બળતાને બાળશે ?" મુરખે કહ્યુ કે, "ના ભાઈ સાહેબ ! હવેથી હું બળતાને બાળીશ નહી, પણ બળતાને હોલવીશ." પછી તેને આ ઠેકાણેથી પણ જવા દીધો.

આવી રીતે મુરખાએ ત્રણ ઠેકાણે માર ખાધો, તેથી તે મનમાં બહુ પસ્તાવા લાગ્યો અને મન સાથે નક્કી કર્યું કે, હવે તે બળતુ હોય તેને હોલવવુ પણ બળતાને બાળવુ નહી. એવો ઠરાવ કરીને તે આગળ ચાલ્યો, પણ મુરખાભાઇને સમજણના જ વાધા, એટલે જ્યાં જાય ત્યાં માર તો તેને આગળ જ છે. થોડેક ગયો એટલે વળી એક ગામ આવ્યુ ગામમાં પેસતાં જ કુભારવાડો હતો, ત્યાં આગળ માટીનાં વાસણોની ભઠીઓ સળગતી હતી. તે જોઇને મુરખાએ વિચાર્યું કે, જો હું આ બળતાને હોલવીશ નહી, તો વળી મને આ ઠેકાણે પણ માર પડશે. એવુ વિચારી એક ઝાડની ડાળી ભાંગી, અને તે ભઠીઓપર ખૂબ જોરથી ઝાડવા મડી ગયો. તે જેમ ધોબી લુગડા ધુવે છે. તે મીશાલ ભઠીઓપર ડાળો ઝાપટી જેથી સઘળાં વાસણોનો ચુરેચુરો થઈ ગયો. ડાળીના ઝપાટાના અવાજ તથા વાસણો ફુટવાના કડાકા સાંભળી કુંભારો ઘરમાંથી દોડી આવ્યા, અને જુએ છે તો પેલા જગલી માણસે સઘળી ભઠ્ઠીઓના હાલહવાલ કરી નાંખેના દીઠા, તેથી તેને મારવા લીધો. તેને સારી પેઠે હલકો કર્યો. પછી તેને પૂછ્યું કે, "તેં આ પ્રમાણે શામાટે કર્યું ?" મુરખાએ પોતાનુ સઘળુ વૃત્તાંત કહી સભળાવ્યુ, તેથી તે કુંભારોએ જાણ્યુ કે બેશક આ તો કોઈ બેસમજ મુરખ માણુસ છે. તેથી તેઓને દયા આવી અને છોડી દીધો પણ છોડતાં છોડતાં મશ્કરીમાં કહ્યુ કે, "ખબરદાર, હવેથી બળતુ હોય ત્યાં બાળજે, પણ બળતુ હોય ત્યાં હોલવતો નહી." "વારુ ભાઈ સાહેબ, હવેથી હું એમ જ કરીશ." પછી વળી ત્યાથી મુરખાભાઈ આગળ ચાલ્યા. વળી આગળ કેવી સેવા થાય છે તે જુઓ.

**બળતાને હોલવવું.**

બળતુ હોય ત્યાં બાળવુ, એ શિખામણ યાદ રાખી વળી મુરખો આગળ ચાલ્યો. ચાલતા ચાલતાં થોડેક ગયો, એટલે વળી એક ગામ આવ્યું. ત્યાં એક ઘરમાં આગ લાગી હતી. તે જોઈ મારના ધાકથી મુરખો વહેલો વહેલો હાંફ્લો ફાંફ્લો દોડ્યો, અને ઘાસ સળગતું હતુ તેમાથી એક સળગેલી પુળી ખેંચી લીધી અને બીજા છાપરામાં ચાંપી. ત્યાંથી વળી દોડતો જઈ ત્રીજા છાપરામા ચાંપી. એ રીતે ઠામ ઠામ વાંદરાની મીશાલ દોડતો ને કુદતો જઈ સળગાવી

**બળતું હોય ત્યાં બાળવું.**

મેલ્યું આ મુરખાનાં આવાં ચરિત્ર જોઇને લોકો ઘણા જ વિસ્મય થયા કે આવો જગલી કોણ આવ્યો છે! પછી તેને ત્યાં આગળ પણ પકડ્યો અને સારી પેઠે માર માર્યો. પણ તે સઘળાને પોતપોતાનું સમાલવાની ફીકર, તેથી તેને પડતો મૂકીને તેઓ સઘળા ચાલતા થયા, એટલે મુરખાભાઈ પણ પલાયનમ્ કરી ગયા.

**ઘરવાળી રાંડી.** એ પ્રમાણે માર ખાતો ખાતો મુરખો પોતાના સાસરાના ગામ ભણી ચાલ્યો. મધ્યાહ્ન થયા એટલે ગામમાં પેઠો, અને ઠાવકો થઇને સાસરાના ઘર આગળ આવી લાગ્યો. બારણામાં તેની સાળી બેઠી હતી, તેણે પોતાના મુરખા બનેવીને આવ્યો જોઈ એકદમ બોલી ઉઠી કે, "આવો આવો કાશીદાશ! તમે કયાંથી આવી પહોંચ્યા?" મુરખે કહ્યુ કે, "કયાથી તે શુ, વળી અમારે ઘેરથી આવ્યા છીએ." સાળીએ પૂછ્યુ કે, "કેમ વારુ, શામાટે આવ્યા છો?" મુરખો બોલ્યો કે, "અમારી ઘરવાળીને તેડવા આવ્યા છીએ." સાળીએ મશ્કરીમાં કહ્યુ કે, "તમારી ઘરવાળી તો રાંડી છે!" તે સાંભળી તેણે પૂછ્યુ કે "કયારની રાડી?" સાળીએ કહ્યુ કે. "હાય, હાય, તમને ખબર નથી? તે તો બહુ દહાડા થયા રાંડી છે." આ સાભળી મુરખાભાઇ તો તેવા જ પાછા ફર્યાં, અને પોતાના ગામ ભણી ચાલ્યા. સાળીએ જાણ્યુ કે, આ વેશ તો ચાલ્યો! તેથી તેણીએ તેને બુમો પાડીને કહ્યુ કે, "જમાઇરાજ, પાછા વળો, મેં તમને મશ્કરીમાં કહ્યુ છે." એ રીતે ઘણીએ બુમો પાડી, પણ તે કાંઈ ન સાંભળતાં મુરખો તો ઉતાવળો ઉતાવળો દોડતો ચાલ્યો. તે જોઈ સાળીએ વિચાર્યું કે પીટચો ગયો તો બલા ગઈ. મારી બેન આવાને ત્યા જઇને શુ સુખ પામવાની છે? ઘણોએ એની મેળે જખ મારીને પાછો આવશે. અગર નહીં આવશે તોપણુ કાઇ જરૂર નથી. કાલે સવારે એને છેડો અપાવીશ અને બીજે ઠેકાણે ઠામ બેસાડીશ. એવુ વિચારી છાનીમાની બેસી રહી ઘરમા પણ કોઇને વાત કરી નહીં.

**હું જીવતે તું કેમ રાંડી?** આણીગમ મુરખાભાઈ તો દડમજલ ચાલતા ઘેર આવ્યા. તેને એકલો આવેલો જોઈ ઘરમાં પેસતા જ તેની વિધવા બેને પૂછ્યુ કે, "ભાઈ મારી ભાભી કયા છે?" મુરખાએ જવાબ દીધો કે, "બેન તારી ભાભી તો રાડી છે." એ સાભળી તેની બેન બોલી કે મેર પીટયા ઇઢણુ, તુ જીવતો છે ને તારી વહુ તે વળી રાડે? કોઇએ તારી મજાક કરી હશે. તે સાભળી મુરખો બોલ્યો કે હોવે, મજાક તે વળી કેવી? તારે હું જીવતો છુ ત્યારે તું કેમ રાંડી છે? મુરખાના આવા બેવકુફી ભરેલા વચન સાભળી બેન તો બિચારી

લજવાઈ ગઈ, અને તેની મા આગળ તે બોલી કે, "આ ભાન વગરના રહ્યા મુરખાની શી વલે થશે?" એને પસ્તાવો કરતી જોઈ તેની સુવાસન બેન બોલી કે, બેન! તુ કશી ચિંતા કરીશ નહી. એને હુ મારે ઘેર તેડી જઇશ. ત્યાં એને એવી ગધાપચીશીમાં નાખીશ કે, એની મેળે ઠેકાણે આવશે ત્યાર વગર એનામાં કશી સમજણુ આવવાની નથી. મારો વર ભારે વેહેપારી છે, તે એને એકાદું હલકુ કામ સોંપશે, એટલે એ કામ કરતાં સૌ ઠેકાણે આવી જશે. તુ એની કશી ફીકર કરીશ નહી." આ બોલવુ એની માને તથા બેનને પસદ પડ્યુ અને મુરખાને તેની જોડે મોકલવાને ઠરાવ્યુ. મુરખાને પણુ આ વાત ગમી અને રાજી રાજી થવા લાગ્યો.

થોડા દહાડા ગયા પછી પેલી છોકરીને સાસરેથી તેને તેડવાને સારુ તેના ધણીએ ગાડી મોકલી. તેમા બેસીને તે છોકરી પોતાના ભાઇને સાથે લઇને પોતાને સાસરે ગઈ. રસ્તામા તેણીએ તેના ભાઇને સારી સારી શિખામણુ દીધી કે, "ભાઈ! તુ હવે મોટો થયો, માટે તારે જરા ડહાપણુ પકડવુ જોઇએ" તે સાંભળી મુરખો બોલ્યો કે, "હા બેન! હવેથી તારી શિખામણુ પ્રમાણે જ હુ ચાલીશ" પણુ કુતરાની પુછડી સો વરસ સૂધી ભુગળીમાં ઘાલી મૂકો તોપણુ જ્યારે બહાર કહાડશે ત્યારે વળી વાંકી ને વાંકી જ. તે મુજબ મુરખા વિશે પણુ સમજી લેવુ. એની મુરખાઇનુ બ્યાન હું આગળ કરુ છઉં તે વાંચો, જેથી તમારી ખાત્રી થશે કે પ્રાણુ ને પ્રકૃતિ સાથે જ જાય

**શેઠના સાળા.**

સાંજ પડી એટલે પેલી છોકરીના સાસરાનુ ગામ આવ્યું આંધળી ધુંધળી વેળા તેઓ ઘર આગળ આવી પહોંચ્યાં. બારણામાં ગાડી છોડી ને ભાઇબેન ઘરમા ગયાં. ત્યાં ચાકરોએ નહવાડ્યાં ધોવાડ્યાં, બ્રાહ્મણે કસાર વગેરે રસોઈ કરી, શેઠને જમવા બોલાવ્યા. શેઠ પોતાના સાળાને લઈ જમવા બેઠા. રસોઇયા બ્રાહ્મણે તેને સારી પેઠે ઘી પીરસવા માંડ્યુ, તે જોઈ મુરખો બોલ્યો કે, "હા, હા, કેટલુ રેડે છે?" મહારાજ બોલ્યા કે, "ભાઈ સાહેબ! તમો તો શેઠના સાળા કેની? તે કેમ ન પીરસુ?" એ સાંભળી મુરખો બોલ્યો કે, "હું શેઠનો સાળો ત્યારે તું નહી કે?" આ સાભળી સઘળાં હસી પડ્યા, પણુ તેની બેનને તો જરાએ ગમ્યુ નહી, પણુ શું કરે? પછી સઘળા વાળુ કરીને સુઈ ગયાં.

મોટુ મળસકુ થયુ એટલે મુરખો ઉઠ્યો. તે દિશાએ જવાનો થયો હતો, તેથી એક લોટામા પાણી ભરીને ગામ બહાર દિશા ફરવા ગયો. તે એક ચીભડાંની વાડ પાસે ઝાડે ફરવા સારુ બેઠો. તે વેળા તે વાડીવાળો વાડીમાંથી ચીભડીના વેલાપરથી ચીભડાં ઉતારતો હતો. તે વણુતા વણુતાં રહી ગએલુ એક ચીભડુ વેલાપર પાકીને કોહી જવા આવેલુ તેના હાથમાં આવ્યું. તે વાડીની વાડ બહાર જ્યા આગળ પેલો મુરખો ઝાડે ફરવા બેઠો હતો તેની તરફ અણધાર્યું ફેંક્યુ. તે ચીભડુ પેલા મુરખાના વાસાપર પડતાની સાથે ૫ટ લઈને ફૂટી ગયુ, અને આખા વાંસા ઉપર ચીભડાનો રસ રસ અને બીયા બીયાં થઈ રહ્યા. ચીભડું વાંસાની ઉપર પડતાની સાથે જ મુરખો હાફ્લો ફાફ્લો ઝાડે ફરતાં ખરડેલી ગાંડે જ ઉઠયો અને બુમરાણ કરી મૂકયુ. સારી પેઠે ઘાંટો કહાડી બુમો પાડવા લાગ્યો કે, "આવોરે, આવોરે, મારા વાંસાપર તો કોઇએ મોટો ઘા માર્યો, એમ બુમો પાડતા વળી વાસા ઉપર હાથ પણ ફેરવી જોયો, તો હાથે પેલા ચીભડાનો રસ અને બીયા વળગી આવ્યાં તે જોઈ વળી વધારે બુમો પાડવા લાગ્યો કે, "હાય હાય, મારો ઘા તો પાકયો ને માહે મોટા મોટા કીડા પણ પડ્યા ! ઓ મારા બાપરે !" એ રીતે રડારોળ કરી મૂકયુ સવારનો પોહોર, તેથી ત્યાથી કોઈ જતુ આવતુ નહોતુ, પણ પેલો વાડીવાળો જ હાથમા એક સીધવો લઇને દોડી આવ્યો અને જુએ છે તો તેને કોઇએ માર્યો તો નથી, પણ પોતે જ ફેંકેલા ચીભડાના રસ અને બીયાંથી વાસો સઘળો ખરડાઈ ગએલો હતો, તે જોઇને તે સમજુ ખેડુએ જાણ્યુ કે, બેશક આ તો મુરખો જણાય છે, કેમકે ચીભડાના રસને પરુ તથા લોહી સમજે છે અને બીયાંને માંહે પડેલા કીડા સમજે છે.

પછી તેને જરા ધીરો પાડી કહ્યુ કે, "ભાઈ ! તુ અમથો બુમો ન પાડ તારા વાસાનો ઘા હુ હમણાં સારો કરી નાંખુ છુ, તુ જરા ધીરજ પકડીને ઉભો રહે" એમ કહીને તે નાગલો જ વાડીમા ગયો અને ત્યાથી એક ઘડો ભરીને પાણી લાવ્યો, અને તેનો વાંસો સઘળો ધોઈ નાંખ્યો પછી તેને કહ્યુ કે, "જો ! હવે તારા વાસાનો ઘા રુઝાયો કેની ?" તેણે પોતાનો હાથ ફેરવી જોયુ તો હાથે કશુએ લાગ્યુ નહીં, તેથી તે સમજ્યો કે હવે મારો ઘા રુઝાયો. પછી તે પેલા વાડીવાળાને પગે લાગવા માંડ્યો કે, "તમો તો બહુ જ હુશીયાર ડાકટર છો, કેમકે મારો મોટો ઘા, જેમા પાકીને કીડા પણ પડ્યા હતા, તે તમોએ હાલ તુરત સારો કરી

નાંખ્યો! માટે તમારા જેવો હુશીઆર ડાક્ટર મેં કદી દીઠો નથી." એ રીતે તેની કેટલીક આજીજી કરી, ઉપકાર માની, પોતાના ઘર તરફ ચાલતો થયો.

આણીગમ તેની બેન ફીકર કરવા લાગી કે, મારો ભાઈ દિશા ફરવા ગયો છે તે હજી કેમ આવ્યો નહી! એ અજાણ્યો છે તેથી ભૂલો બૂલો તો નહી પડ્યો હોય? એવો વિચાર કરે છે એટલામાં મુરખાભાઈ હરખાતા હરખાતા આવ્યા. તેને જોઈ તેની બેને પુછ્યું કે, "ભાઈ! તુ દિશાએ ગયો ત્યા આવડી વાર કેમ લાગી? અને વળી આવડો હરખાતો હરખાતો કેમ આવ્યો છે?" મુરખાએ પોતાપર વીતેલી સઘળી વાત અથથી તે ઇતિ સૂધી માંડીને કહી. તે સાંભળી તેની બેન તેની બેસમજને લીધે તેના પર બહુ જ ગુસ્સે થઈ ગઈ, પણ તેનો બનેવી અને બીજા ઘરના ચાકર નફરો તો દાતેદાંત કહાડીને હસવા લાગ્યા કે, આ તો કોઈ તરેહવાર માણુસ લાગે છે! એને ઘા તે કોણે માર્યો! અને તે પાકયો તે કેટલીવારમાં! વળી તેમાં કીડા પણ તુરત જ શી રીતે પડ્યા! વગેરે અદેશા મનમા લાવી બહુ જ આશ્ચર્ય પામીને હસવા લાગ્યા! તેની જોડે મુરખાભાઈ પણ ખડખડ હસવા લાગ્યા. તે જોઈ તેની બેને તે સઘળાને ધમકાવ્યા, પછી તેઓ પોતપોતાને કામે વળગ્યા. મુરખાનાં હજી બીજા મુરખાઈ ભરેલા ચરિત્ર બાકી છે, જે હમણા જ હું નીચે લખું છઊં, જે વાંચ્યાથી તમો અતિશય ખુશી થયા વગર રહેશો જ નહી.

**જેટલું આપે તેટલું ન લાવતો.**

એક દિવસે મુરખાના બનેવીએ તેને એક રૂપીઓ આપીને ઘી લેવા સારુ મોકલ્યો. જતી વખતે શેઠે તેને શિખામણ દીધી કે, "જોજે, ભાવ કરીને સારુ સફાઈ જોઇને લાવજે, પણ જેટલુ આપે તેટલુ લાવતો નહી" તે સાંભળી મુરખે કહ્યુ કે, "વારુ સાહેબ! ભાવ પણ કરીશ ને આપશે તેટલું પણ નહી લાવુ." એમ કહી મોદીની દુકાને ગયો. ત્યાં જઈ ભાવ પૂછ્યો કે, "અલ્યા મોદી, એક રૂપીઆનુ કેટલું ઘી આપે છે?" મોદીએ કહ્યુ કે, "સવાબશેર," મુરખે કહ્યુ કે, "સવાબશેર તો નહીં લઊં" ત્યારે મોદીએ કહ્યુ કે, "કેટલુ લેશે?" મુરખે કહ્યુ કે, હું તો પોણાબશેર લઇશ." આ સાંભળી મોદી તો હસવા લાગ્યો, અને મનમાં કહેવા લાગ્યો કે, "આ તો કોઈ નવતરો માણુસ છે, અને મુરખો પણ છે." પણ તેને તેણે પૂછ્યું કે, "તુ કોને ત્યાંથી લેવા આવ્યો છે?" મુરખે પોતાના બનેવીનું નામ લીધુ. તેથી તે મોદીએ જાણ્યુ કે એ તો આપણા અમરશીગ શેઠનું માણુસ છે તેથી તેણે કહ્યુ કે, "ભાવ

તુ માગે છે તેટલું આપીશ." એમ કહી વાસણ લીધુ, પણ ઘી તો બરો-બર સવાબસેર જ આપ્યું, તે લઇને મુરખો ચાલ્યો. ચાલતાં ચાલતાં તેને યાદ આવ્યું કે, શેઠજીના ફરમાવ્યા મુજબ હું ભાવ કરીને તો લાવ્યો, પણ તેણે કહ્યુ હતું કે, જેટલુ આપે તેટલું ન લાવતો, માટે મારે તે પ્રમાણે કરવુ જોઇએ. પછી તેમાંથી થોડુંક રસ્તામાં ઉભા ઉભા ચાટયું, અને ઉણું કરીને પછી ચાલવા માંડયુ.

ઘીને આધારે વાસણ.

ચાલતાં ચાલતાં વળી તેના મનમા બીજો તુરગ ઉઠયો કે, આ ઘી તે વાસણને આધારે હશે, કે વાસણ ઘીને આધારે હશે? એવો ગાડો વિચાર કરી તેની અજમાએશને સારુ વાસણ ઉંધુ વાળ્યુ, તો સઘળુ ઘી જમીનપર ઢળી ગયુ. ત્યારે મુરખો સમજ્યો કે વાસણને આધારે ઘી હતુ, પણ ઘીને આધારે વાસણ નહોતુ. પછી વિલે મોહોડે ઘેર આવ્યો. તેને ઠાલે હાથે આવતો જોઈ અમરશીંગ શેઠે કહ્યુ કે, "અલ્યા ઘી લેવા ગયો હતો તે પાછો કેમ આવ્યો?" મુરખાએ જવાબ દીધો કે, "ના, લાવ્યો તો હતો પણ મેં એક હુનર શોધી કહાડ્યો, તેથી તો ઘી બધુ જમીનપર ઢળી ગયુ" શેઠે કહ્યું "એવો તે તેં શો હુનર શોધી કહાડ્યો કે ઘી ભોંયપર ઢોળી નાખવાની જરૂર પડી?" પછી પોતે કરેલુ ચરિત્ર બધુ શેઠ આગળ કહી બતાવ્યુ. તે સાંભળી તે ઘણો જ નાખુશ થયો અને મનમા બડબડવા લાગ્યો કે, 'આ તે શુ મારું દળદર ફૂકશે! રાડ અભાગણી અમથી એને અહીંઆ તેડી લાવી" એ રીતનો પસ્તાવો કરીને ચુપ રહ્યો. તેની બેને પણ આ વાત જાણી, તેથી તે પણ ઘણી જ નાખુશ થઈ, અને કેટલીએક ગાળો દઇને બેસી રહી. શુ કરે! ભાઈ પડ્યો, બીજો હોય તો તેને કહાડીએ મૂકે.

આ બનાવ બન્યા પછી અમરશીગ શેઠ તેને કશુએ કામ સોંપતો નહો હતો માત્ર પોતાનો હોકો ભરાવનો, કે એવુ જ કાંઈ બીજું હલ કામ કરાવતો.

ગાડું રડે છે.

અમરશીગ શેઠ મોહોટો સાહુકાર હતો, તેથી તે પોતાને ઘેર ગાડી બળદો, ઘોડા વગેરે સરજામ બહુ રાખતો હતો. તેને સારુ ઘાસ જોઇતુ હતુ, તેથી એ હલકુ કામ જાણી તેણે તેના સાળાને તે સોંપ્યુ તેને બોલાવીને કહ્યુ કે, "ફલાણુ ગામ આપણા ગામથી ચાર કોશ દૂર છે, ત્યા જા અને ઘાસનુ એક ગાડું ભરી લાવ, ગાડુ આપણુ લઈ જજે.' મુરખાએ તે પ્રમાણે ગાડું જોડયુ અને તે ગામ ભણી ચાલ્યો. થોડાક રૂપીઆ સાથે બધાવ્યા હતા, તેનું ઘાસ તે ગામ-

આંથી વેચાતું લીધું, અને પાછો વળ્યો. આવતાં આવતાં ગાડું ઊંજેલુ નહોતું તેથી તે છેક કોરું પડી ગયુ, તેથી ચું, ચુ, બોલવા લાગ્યું. તે સાંભળી મુરખાએ જાણ્યુ કે એ બચારાપર ભાર બહુ ભર્યો છે તેથી એનાથી ઊંચકાતો નહીં હશે તેથી એ રડે છે. એમ વિચારી પોતે ઉતરી પડ્યો અને ગાડું ચાલતાં ચાલતા હાંકયુ. આગળ ચાલતાં એક નદી આવી. તેમા થઇને જેમ લાવ્યો હતો તેમ જ ગાડું ઉતારી પેલે પાર લઈ ગયો. પાણીમા ગાડું ઉતારવાથી તે પૈડામાં પાણી પેઠું, તેથી ગાડુ ચુ, ચુ, બોલતુ રહી ગયુ. તે જોઈ મુરખાએ ધાર્યુ કે, બહુ ભારથી બચારુ ગાડું મરી ગયુ, તેથી એ બોલતું નથી!

પછી તેણે કીનારાપર છોડયુ અને બળદને છોડી મૂકયા. પછી પોતાની પાસે બીડી પીવાની ચકમક હતી તેથી દેવતા પાડ્યો અને ગાડાને અગ્નિસસ્કાર કર્યાં. આણીગમ પેલા બળદો ઘેર ભણી ચાલ્યા, તે ત્યા જઇને બારણામા ઉભા. તેને જોઇને શેઠ બોલ્યા, "આ બળદ કયાંથી આવ્યા? એને મુરખો જોડી ગયો હતો ને?" તે સાભળી ચાકર બહાર આવ્યો અને જુએ છે તો ખરે જ, મુરખો જોડી ગયો હતો તે જ એ બળદ. પછી તે ચાકરને શેઠે સામે મોકલ્યો કે, "જોની ગાડું બાડું પડતુ મૂકીને તો બળદો નાશી આવ્યા નથી?" ચાકર સામો નદી સુધી આવ્યો તો મુરખાભાઈ ગાડાને દેન દઇને બેઠો બેઠો પોક મૂકીને રડે છે. તે જોઇને ચાકરે કહ્યુ કે, "અલ્યા! આ ગાડું પૈડાંમાંથી દેવતા ઝરીને સળગી ઉઠયુ કે શુ?" મુરખે કહ્યુ કે, "નારે ભાઈ એ તો બચારું મરી ગયુ, તેને મેં દેન દીધુ છે, ને તેટલા માટે જ હુ રડું છુ!" આ સાંભળી ચાકરે બે ચાર ધપ્પા ચોહોડી કહાડીને કહ્યુ કે, "શાંડના! જારે ને તારે શેઠનુ આવુ નુકસાન કરે છે?" પછી બંનો જણ ઘેર આવ્યા. મુરખાના કરેલાં આચરણ ચાકરે શેઠ આગળ માંડીને કહી સભળાવ્યાં. તે સાંભળી એક દુઃખ, ને બીજુ હસવુ; શેઠ તો ખુબ હસ્યા અને પોતાની ધણીઆણીને કહેવા લાગ્યા કે, "જો! આ તારો ભાઈ ગાડું ફુકી આવ્યો." તે બિચારી આથી બહુ જ ખીશીઆણી પડી ગઈ અને સંતાપ કરતી બેઠી.

ગાડું મરી ગયું.

પોતાના સાળાના આવા બેવકુફી ભરેલાં કામો જોઈ શેઠે મનમાં નક્કી કર્યું કે, હવે તો એને કશુંએ કામ સોંપવું જ નહીં. માત્ર હોકો ભરવો, પાન બીડીઓ કરવી, છોકરાં રમાડવાં, વગેરે એવાં જ કામો એને સોંપવાં. બેન પણ મનમાં વિચાર કરવા લાગી કે, આ પીટયા મુરખાની તે શી વલે થશે! જે જે કામ એને સોંપવામાં આવે છે, તે તે કામ અવળાંને અવળાં

જ કરી આવે છે! આગળ એના દહાડા કેમ જશે! એ રીતે રાત ને દિવસ તેની ફીકરમાં ને ફીકરમાં રહેતી હતી.

**બાઈરાંની રીસ.**

પછી કેટલાક દિવસ સુધી શેઠે એને કોઇવાર પણ જોખમ ભરેલુ કામ સોંપ્યુ જ નહીં. માત્ર આગળ કહ્યા પ્રમાણે ઘરનું હલકુ કામ કરાવતા હતા. એમ કરતા ત્રણ વરસ વીતી ગયા. મુરખાની બહેન તેને રોજ સારી સારી શિખામણો દેતી હતી તેથી, તથા એટલી મુદતમા શેઠ પણ તેને અક્કલ વાપરવી પડે એવુ કશુએ કામ સોંપતા નહોતા તેથી તેનાથી કશો અનાડ થએલો જોવામા આવ્યો નહિ, તેથી તેની એને જાણ્યુ કે, હવે તો મારો ભાઈ ડાહ્યો થયો ખરો તેથી એના મનમા આવ્યુ કે હવેથી મારા ભાઇને કાંઈ સારું કામ સોંપવુ જોઇએ એવો વિચાર કરી એક દહાડો પોતાનો ધણી જમવા બેઠો તેને પોતે પીરસવા ગઈ, પીરસતા પીરસતા તે પોતાના સ્વામી સગાતે કેટલીક ઘર સબંધી વાતો પ્યારથી કરવા લાગી. અમરશીંગ શેઠ ઘણો જ બુદ્ધિમાન્ હતો તેથી તે ચેતી ગયો કે, આજ કાંઈ એને મતલબ જણાય છે ખરી તેથી તેણે તેને કાંઈ જવાબ દીધો નહીં પણ મુગે જ રહી જમ્યા કર્યું. પોતાની વાતમા હુંકારો પૂરતા નથી એવુ જાણી તેને રીશ ચડી અને મોઢાનો દાથરો ચડાવ્યો અને વાત કરવા બંધ કરી તે જોઈ શેઠે જાણ્યુ કે એને રીશ ચડી તેથી એ બોલતી અટકી. પછી શેઠે કેટલીક વાતો કહાડી, પણ પેલીએ જરાએ હુંકારો પૂર્યો નહી, અને મોઢાનો દાથરો વધારે ચડાવ્યો તે જોઈ શેઠે પુછ્યુ કે કેમ વારુ? આજ કાંઈ તારુ મો ચઢેલુ જણાય છે?" તેણીએ જવાબ દીધો કે, "મારે મોં કોનાપર ચડાવવુ છે? મારો કાંઈ તમારાપર જોરો છે?" શેઠ બોલ્યા કે, "કેમ વારુ. એમ શામાટે બોલે છે? મેં તારુ કહ્યુ કયે દહાડે નથી માન્યુ?" તે સ્ત્રી બોલી, "મારુ બધુ જ માનોછો તો. અમથી અમથી શાકર પીરસતા તમને બહુ આવડે છે. મારુ ધાર્યું કરતા હો તો આ મારો ભાઈ આજ કેટલાં વરસ થયા તમારી પાસે રહીને, તમારા હોકા ભરીભરીને તથા તમારાં છોકરાં રમાડી રમાડીને મરી ગયો, પણ એનો દહાડો કાંઈ તમારાથી વળ્યો? જારે તમે પોતાના થઇને એને ઠેકાણે નહીં પાડશો ત્યારે બીજું કોણ પાડશે? એ રાંડીરાંડના છોકરાને કોઈ બીજાનો આસરો છે?" એમ કહી આંખોમાં પાણી લાવી આગળની માફક પાછો મોઢાનો દાથરો ચડાવી બોલતી ચૂપ રહી ગઇ. આવો ઢોંગ જોઇને શેઠે કહ્યુ કે, "એ ઠેકાણે જ

છે તો, વળી શુ ઠેકાણે પાડવો છે ? ખાઈ પીને મઝા કરે છે." શેઠાણી બોલી કે, "હા, ખરી વાત, એમાં એનો દહાડો વળવાનો ! તમે આડુ આડું બોલીને અમથા મને ખીજવશો નહીં. બળ્યુ એ ખાવુ ને પીવુ ! તમે તમારે સુખેથી ખાઓ; મારે તો આજ ખાવુએ નથી ને પીવુએ નથી."

એમ કહી છણકો કરી શેઠાણી તો રીસાઇને ઉઠયાં અને સોડો વાળીને સુતા. છ મહીનાનો બાળક છોકરો ઝોળીમા પડ્યો પડ્યો રડતો હતો, પણ તેને લીધો નહીં, ને ધવાડ્યો પણ નહીં. તે જોઈ શેઠ તેને સમજાવીને કહ્યુ કે, "અમથી કંકાશ ન કર, જેમ તું કહેશે તેમ કરીશુ બધીકર રહે ઉઠ અને છોકરાને લઇને ધવાડ અને રસોઈ ટહાડી થાય છે તે જમ" શેઠાણીએ કહ્યુ કે, "હુ કહુ તે માનો તો જ હુ તો છોકરાને હાથમા લઉં, અને જમવા પણ ત્યારે જ બેસુ." શેઠ સમજુ હતા તેથી વિચાર્યું કે, આ વખત ગમ ખાઈ જવી જોઇએ, નહી તો એમાંથી છોકરાનુ મોત થશે. એમ વિચારી તેણે તેને વચન આપ્યુ કે, "જા તુ કહેશે તેમ જ હુ કરીશ, લે આ વચન." એમ કહી હાથમા તાળી ઠોકી. પછી શેઠાણી ઉઠ્યા અને છોકરાને લઈ ધવાડ્યો અને પોતે પણ જમવા બેઠી—(સ્ત્રી હઠ એવી જ હોય છે.)

**મુનીમની જગ્યાએ મુરખો.**

શેઠાણી જમી ઉઠ્યા એટલે તે અને શેઠ બનો જણા પાન સોપારી ખાવા બેઠા. એટલામાં તેનો ચાકર પાદરે ઝાડે ફરવા ગયો હતો તે ખબર લાવ્યો કે શેઠજી, આપણે ગામ પાદરે વણઝારા પાચસો પોઠીઓ ભરીને કાંઈ માલ લાવ્યા છે, અને પડાવ નાખી પડ્યા છે. એ સાંભળી શેઠ પોતાની ધણીઆણી તરફ જોઇને બોલ્યા કે, "વારુ કેમ કરીએ ? મુનીમ તો ઘેર જમવા ગયો છે તે હવે કોને મોકલીએ ?" એ સાભળી શેઠાણી બોલ્યા કે, વળી મુનીમ તે એમાં શુ ઉજર ઘાલવાનો છે ? નકામા તમો વરસના પાંચસો રૂપીઆ નાખી દો છો. આ મારા ભાઇને મોકલો" શેઠે જાણ્યુ કે વળી પાછો કકાશ થશે, માટે હાલ તો એના ભાઇનેજ મોકલીએ. પછી સૌ એની મેળે ઠેકાણે આવશે. એમ મનમા વિચારી શેઠ બોલ્યા કે, "હા હા. ખરી વાત, તારા ભાઇને જ મોકલ કે ત્યાં જઈ ખબર કહાડી આવે."

પછી શેઠાણીએ પોતાના મુરખા ભાઇને બોલાવીને કહ્યુ કે, "આ તારા બનેવી મોકલે ત્યાં જા." મુરખાએ અમરશીંગ શેઠને પૂછ્યુ કે, "શેઠ કયા જાઉં ?" શેઠે કહ્યુ કે, "આપણા ગામને પાદરે વણઝાર આવી છે તેની ખબર કહાડી આવ કે તે શો માલ ભરીને લાવી છે ?" "વારુ શેઠ," એમ કહી

મુરખાભાઈ ગામને પાદરે ગયા, ત્યાં જઈ વણઝારાને પૂછવા લાગ્યો કે, "અલ્યા વણઝારાઓ! તમે આમાં શું ભરી લાવ્યા છો?" વણઝારાએ જવાબ વાળ્યો કે, "સોરંગી ભરી લાવ્યા છીએ." એ સાંભળી મુરખો વહેલો શેઠ પાસે આવ્યો અને કહ્યુ કે, "શેઠ! વણઝારા સોરંગી ભરી લાવ્યા છે. શેઠે કહ્યુ કે, "જા પૂછ કે તે વેચવાની છે?" મુરખો વળી પાછો ત્યા ગયો અને વણઝારાને પુછ્યુ કે, "અલ્યા ભાઇઓ! આ સોરંગી વેચવાની છે?" વણઝારાએ કહ્યુ કે, "હા શેઠ! વેચવાની છે" મુરખો તેવો જ પાછો શેઠ પાસે આવ્યો ને કહ્યુ કે, "શેઠ, વણઝારાઓ સોરંગી વેચવાની હા કહે છે." શેઠ બોલ્યા કે, "જા પૂછ કે શા ભાવે આપશે?", વળી મુરખો ત્યા ગયો અને, 'અલ્યા વણઝારાઓ! એ શા ભાવે આપશો?" વણઝારાએ જુવાબ દીધો કે, "ત્રીશ રૂપીએ ખાડી આપીશું" વળી પાછો મુરખો શેઠ પાસે ગયો અને કહ્યુ કે, "શેઠ! તે તો ત્રીશ રૂપીએ ખાડી આપવાની કહે છે, પણ વળી પૂછ્યુ કે, પાત્રીશેક રૂપીએ આપે તો લઇએ? જો તમારો હુકમ હોય તો જઈ ને હકરાવી લાવુ." તે સાંભળી શેઠ પોતાની સ્ત્રી સામુ જોઇને બોલ્યા કે, "જો આ તારા ભાઇની હુશિયારી! આ પ્રમાણે બધુ દળદર ફુકશે. જેના કામ તે તે જ કરે. નરેણી તે નખ જ કાપે, પણ તેથી કાંઈ માથું મુંડાય નહી"

**જેના કામ તે તે જ કરે.**

પછી શેઠે તરત જ એક ચીઠ્ઠી મુનિમપર લખી અને ચાકરની જોડે તેને ઘેર મોકલી તેમા લખ્યુ કે આપણા ગામને પાદરે સોરંગીની પાંચસો પોઠીઓ આવી છે, માટે તમે ત્યા ઉતાવળા જજો અને તેની ભાળ કહાડજો ચાકરે તે ચીઠ્ઠી મુનિમને આપી તે વાચી તેવો જ લાગલો તે ગામને પાદરે ગયો અને માલ ધણીને મળ્યો. ભાવતાલ પૂછી તે સઘળો માલ સહી કર્યો એટલામા તે ગામના બીજા વેપારીઓ પણ ત્યા આવી લાગ્યા. પણ સઘળો માલ અમરશીંગ શેઠના મુનિમે ખરીદી લીધેલો જોઈ તેઓએ તેને દર પોઠીએ એક રૂપીઓ નફો આપ્યો અને માલ તેઓ લઈ ગયા મુનીમ પાંચસો પોઠીના પાચસે રૂપીઆ નફાની પોટલી બાધી શેઠ આગળ આવ્યો અને રૂપીઆનો ઢગલો વાળ્યો. તે જોઈ શેઠે પુછ્યુ કે, "આ રૂપીઆ કેવા? મુનિમે જવાબ દીધો કે, "તમારી ચીઠ્ઠી આવવાથી હું તેવો જ ગામને પાદરે ગયો, અને ત્યા સોરંગીના બધાએ પોઠી ખડી લીધા, પણ તેટલામાં બીજા વેપારીઓ આવી લાગ્યા, અને તેઓને સોરંગીનો ખપ ઘણો હતો તેથી દર પોઠીએ એક રૂપીઓ નફો આપી સઘળા પોઠીઓ તેઓ લઈ ગયા.

તેના નફાના આ પાચસો રૂપીઆ છે." આ વખતે શેઠ અને શેઠાણી બનો બેઠેલા હતાં. તે શેઠાણીના સામુ જોઈ શેઠ બોલ્યા કે, "જો, આ મારો મુનિમ વરસના પાચસો રૂપીઆ ખાય છે તે એની અક્કલના ખાય છે. એક વરસનો ખંગ એક દહાડામાં વાળી આપ્યો. તારો ભાઈ ત્રણ ચાર ફેરા ખાઈ આવ્યો, પણ કાંઈ વળ્યુ ? અને આ મુનિમને સેહેજ લખ્યુ, એટલામાં તે ત્યાં ગયો અને પાચસો રૂપીઆ લાવ્યો "—

એ સાભળી શેઠાણી બોલી કે, "માણુસ જાત છે, તે એકવાર ભૂલ પણ પડે. મારા ભાઇએ કાંઈ એવા ઘણા કામ કર્યાં નથી. કરતે કરતે સૌ એની-મેળે શીખશે, કોઈ માના પેટમાથી શીખીને આવતુ નથી તમારો મુનિમ પણ ઠોકરો ખાઇખાઇને જ શીખ્યો હશે, તેમ મારો ભાઈ પણ શીખશે. પણ હું જાણુ છુ કે, તમને મારા ભાઇનું મોં જ ગમતુ નથી. તમારે એને ઠેકાણે પાડવાની દાનત જ નથી" શેઠ બોલ્યા, "તુ અમથુ અમથુ નકામુ આડુ આડુ ન બોલ. તારા ભાઇમા કેટલી હુશીઆરી અને અક્કલ છે, તે તુ અને હુ બનો જણુ જાણીએ છીએ, તે છતા પણ તારી મરજી છે તો ફીકર નહી. વળી આગળ તને ખબર પડશે તુ જે કહેશે તે કામ તારા ભાઈને સોંપીશુ. પછી જોજે કે તે કેવુ અજવાળુ કરી આવે છે ?" શેઠાણી ગુસ્સામા બોલ્યા, "અજવાળુ ને અધારુ, એવુ એવુ બોલશો ના. તમારે તો આડું આડું બોલીને આજ લડવુ છે લો હુ તો મારે આ ચાલી, તમારી મરજીમા આવે તેમ કરો. તમારે પાલવે બધાઇને હુ સુખી થઇ નથી, ને થવાની પણ નથી તમને લોક વરતાવવા જ ગમે છે. સગા તે તમારાં વેરી, પણ આવોરે લોકો ને મેલોરે પોકો દુખની વેળાએ સગા હશે તે જ કામ લાગશે." એમ કહી લાગલી ઉઠી અને ધમડ, ધબડ, દાદરપર ચડી માળે જઈ સુતી અને બડબડવા લાગી છોકરાને પણ કેટલાક જોંસા કર્યાં અને રોષમા ને રોષમા ઊંઘી ગઈ.

છેક સાજ પડી ત્યારે રોષ ભર્યા શેઠાણી ઉઠ્યા. ચાકરે દીવા કર્યા. પછી રસોઇઆએ વાળુને સારુ પુરી ને શાક કર્યાં. પછી શેઠ અને શેઠાણીને વાળુ કરવા બોલાવ્યા ભુખ ઘણી લાગેલી તેથી તે બનો જણુ વાળુ કરવાને બેઠાં. પણ શેઠાણીનો ગુસ્સો હજી ઉતર્યાં નથી, તે જોઈ શેઠ જાણ્યુ કે એનો રોષ ઉતારવો તો જોઇએ એમ વિચારી શેઠ ધીમે રહીને બોલ્યા કે, "અલી ! સાભળે છે ? આપણી આ કીકી દશ વરસની થઈ, માટે એનો વિવાહ હવે કર્યાં વગર ચાલે એવુ નથી, પણ ગામમાં તો કોઈ એના લાયકનો

**કીકીનો વિવાહ.**

વર છે નહી, તેથી પરગામ કોઈ ખબડદાર માણુસને મોકલીને કોઈ સારા કુલીન વરની શોધ કહડાવવી જોઇએ. પણ કયા માણુસને મોકલવો તે નક્કી કર્યું જોઇએ. તને જેનાપર ભરોસો આવે તેને મોકલીએ." તે સાંભળી શેઠાણી રીસમા ને રીસમાં બોલ્યા કે, "કોને તે શુ વરી ? મારે તો મારા ભાઇને જ મોકલવો છે, એનાપર જેવો ભરોસો મને છે તેવો બીજાપર નથી. માટે એને મોકલવો હોય તો મોકલો, ને ન મોકલવો હોય તો તમે જાણો. તમે મને પૂછશો બધુ, પણ કરશો તમારા મનનુ ધાર્યું, તે હું જાણું છુ, તોપણ મને રાડને વચમા બોલ્યા વગર ચાલતુ નથી. મારી રાડની ટેભ જ એવી છે. હુ ઘણુએ ધારુ છુ કે, તમારા કામમા બોલવુ નહી, પણ બોલાઈ જાય છે. મને મારે પૂછશો ના, ને પૂછોછો તો હુ કહું છુ તેમ કરો"

શેઠ બોલ્યા કે, "તારી મરજી એમ છે તો લેની, તારા ભાઇને જ મોકલીએ. કાલે સહવારમાં ગાડી જોડાવીને મોકલો. એને કહે કે અત્યારે તયારી કરે, ને સહવારે પરોડીઆમા ઉઠીને રવાને થાએ. પછી સારુ કરી આવો કે માઠુ, તેનો મારે માથે દોષ નહી" શેઠાણીએ કહ્યુ કે, "જે થશે તે છોકરીને નસીબે. પણ મારે તો મારા ભાઇને જ મોકલવો છે." "ત્યારે એને સારુ ભાથુ બાથુ કરાવો, અને સહવારના પહોરમા સારા શુકન જોઇને રવાને કરો." એમ કહી શેઠ વાળુ કરી, હાથ, મોં ધોઈ, પાનસોપારી ખાઈ, બીછાને જઈ સુતા. આણીગમ શેઠાણીએ રસોઇઆ પાસે ઝળ પુરી કરાવ્યા, અને તે મુરખાને બધાવ્યા તથા તેને વહેલા ઉઠીને તૈયાર થવાને કહ્યુ. ચાકરને પણ કહી મૂકયુ કે તુ સહવારમા વહેલો ઉઠીને ગાડી જોડી તૈયાર થજે, અને મારા ભાઈ જોડે જજે. એ રીતે સઘળી ગોઠવણ કરી શેઠાણી પણ પોતાને બીછાને જઈ સુતા. તે પોતાના ભાઇને આ નભ કાર્ય સોંપેલુ જોઈ મનમા બહુ ખુશી થઈ. હવે સઘળા ઉઘી ગયા.

પાછલી રાતના મરઘા બોલ્યા એટલે ચાકરે શેઠ અને શેઠાણીને જગાડ્યા પછી ગાડી જોડી લાવી બારણામાં ઉભી રાખી શેઠાણીએ પોતાના ભાઇને ઉઠાડ્યો, દાતણ પાણી કરાવી, નવડાવી ધોવડાવી, નાસ્તો પાણી કરાવી, સારા લુગડા લત્તા પહેરાવી, ભાથુ કરેલુ હતુ તે બધાવી કહ્યુ કે, "ભાઈ! આપણી કીકીને સારુ આસ પાસનાં ગામોમા ભાળ કહાડી સારો ગુણીઅલ, ભણેલો, ને કુલીન વર શોધી તેની સાથે વિવાહ કરી આવ, પણ તે વર સોળ વરસનો જોવો. એથી નાહના કે મોટા સાથે વિવાહ કરીશ નહી" એમ શિખામણ દઈ ગાડીમાં બેસાડ્યો. પછી સારા શુકન આવ્યા એટલે શેઠાણીએ ચાકરને

**સોળ વરસના વરને બદલે.**

કહ્યું કે, "ગાડી હાંક." ચાકરે તુરત ગાડી હાંકી ગાડી હાંકી તે વેળાએ બહેને પાછી મુરખાભાઇને શિખામણ દીધી કે, "જો જે, હુશીઆરી રાખજે. વળી પાછું પૂછવા આવવાનું રાખતો નહીં જે ખુલાસો પૂછવો હોય તે પૂછી લે." મુરખે જવાબ દીધો કે, "બહેન કાંઈ પૂછવાનું નથી હું શું સમજતો નથી ? તે જે પ્રમાણે મને સમજાવ્યું છે તે જ મુજબ હુ કરીને આવીશ. તું કાંઇ જ ફીકર કરીશ નહીં." બહેને કહ્યું કે, "ઠીક ત્યારે જાઓ " પછી ચાકરે ગાડી દોડાવી મૂકી.

ચાલતા ચાલતા મધ્યાહ્ન થયા એટલે ગાડી એક વડતળે છોડાવી. ટીમણ કરી જરા આરામ લેવાને મુરખાભાઇ સુતા. સુતાસુતા તેના મનમા વિચાર ઉઠ્યો કે, મને તો બહેને સોળ વરસનો વર શોધી કહાડવાને કહેલું છે, પણ એટલા વરસનો નહી જ મળે તો પછી મારે શું કરવું ? માટે એટલો ખુલાસો તો જરૂર પૂછી આવવો જોઇએ પછી ચાકરને કહ્યું કે, "અલ્યા ચાકર ! ગાડી જોડ તો. આપણે પાછા ઘર જવાની જરૂર પડી છે ચાકરે કહ્યું કે, સાહેબ ! જે કામે આપણે નીકળ્યા છીએ તે કર્યાં વગર કેમ પાછા ફરવાને કહો છો ?" તે સાભળી મુરખે કહ્યું, "એવકુફ ! તું શું સમજે, તને કહીએ તેમ કર" ચાકર તો જાણે જ છે કે, ભાઈ મુરખા છે. તેથી માર કહ્યું માનનાર નથી, તેથી ગાડી જોડીને મુરખાને બેસાડ્યો અને ગામ ભણી પાછી હાંકી ચાર ઘડી દહાડો રહ્યો એટલે ગામમા ગાડી આવી, અને શેઠ બારીએ બેઠા હતા તેની નજરે પડી એ ગાડી પોતાની જ છે, એવું જાણી શેઠ વિચાર કરવા લાગ્યા કે, એટલી વારમા એ પાછો કેમ આવ્યો હશે ? પછી શેઠાણીને બુમ પાડી કહ્યું કે, 'અલી ! જો પેલું મહામેરુ તો પાછું આવ્યું." શેઠાણીએ કહ્યું કે, "વળી મહામેરુ તે કેવું ?" શેઠ બોલ્યા કે, "બહાર નીકળીને જરા જો તો ખરી" શેઠાણી બહાર આવીને જુએ છે તો પોતાનો ભાઇ પાછો આવે છે ! તે જોતાં જ વિસ્મય થઈ, ને મનમા બડબડવા લાગી કે મારો પીટ્યો વળી પાછો કેમ આવ્યો હશે ! ગાડી પાસે આવતા જ બહેને તથા બનેવીએ પૂછ્યું કે, "કેમ અલ્યા પાછો આવ્યો ?" મુરખાએ જવાબ વાળ્યો કે, "મને જરા સદેહ પડ્યો છે, તેનો ખુલાસો કરવાને આવ્યો છુ."

**આઠઆઠના એ ચાલશે?**

બહેન ઘણી જ ચીડવાઈ ગઈ અને પૂછ્યું કે, "વળી ખુલાસો શાનો પૂછવા આવ્યો ? મેં તને નહોતુ કહ્યું કે જે ખુલાસો પૂછવો હોય તે સઘળો પૂછી લેજે ?" મુરખે કહ્યું કે, "તે વેળા યાદ ન આવ્યું તે કેમ કરુ ? તું ચીડવાઈ ન જા, ને હું પૂછું તેનો ખુલાસો કર કે કદાચ સોળ વરસનો એક વર નહીં હાથ લાગે તો,

આઠ આઠ વરસના બે વર જોડે કીકી બહેનનો વિવાહ કરી આવું ?" આ સાંભળી શેઠને તો બહુ જ ગુસ્સો આવ્યો, અને કહ્યું કે, "બેવકુફ! મુરખ! તારાથી જ્યારે એવા કામો થશે ત્યારે બીજા શું હજામત કરશે? ચાલ ગાડીમાથી ઉતરી પડ." તે ઉતર્યો એટલે ચાકરને ફરમાવ્યું કે, "જા ગાડી છોડી મૂક." પછી શેઠાણી ભણી ડોળા કહાડી કહ્યું કે, "આવા બેવકુફ તે વળી આવા કામને લાયક? નકામી રાડ હઠ કરીને લોકોમા નીચું જોવડાવવા નીકળી છે" શેઠનો મીજાજ ગએલો જોઈ શેઠાણી ગમ ખાઈ ગઈ કાંઈ પણ ન બોલતા વાળુપાણી કરી તે સુઈ ગયા.

આ હકીકત બન્યા પછી શેઠાણીએ કોઇ દહાડો ફરીને કહ્યું નહી કે મારા ભાઇને ફલાણું કામ સોંપો આગળ જે કામ કરતો હતો, તે જ મુરખાને કપાળે પાછું ચોંટયું

**ડોશીની માંદગી**

એક દિવસે અતાપુરથી માણેકબાઈ ડોશીની માંદગીનો કાગળ લઈ ખપીઓ આવ્યો, ને કાગળ શેઠના હાથમા આપ્યો. શેઠે તે ફાડ્યો, અને શેઠાણી તથા મુરખાના દેખતા વાચ્યો તે આ પ્રમાણે—

"સ્વસ્તિ શ્રી માડવી મધ્યે, માહા સુભસ્થાને પુન્યારાધે, સરવે ઉપમા જોગ, સકળ ગુણસંપન્ન ઠાકોર શ્રી પા૦ ઠાકોર અમરશીગજી ચતુરશીંગજી, તા૦ ચી૦ ભાઇ દાશીદાશ (મુરખા) પ્રત્યે, લી૦ અતાપુરથી શુભેચ્છક માણેકબાઇના આશીશ વાચવા. વિશેષ લખવા કારણ એ છે જે અમારા શરીરને આજ દીન આઠ થયા બહુ જ તાવ આવે છે, માટે ભાઈ કાશીઆને તુરત અત્રે રવાના કરી દેજો, ઘડી એક ખોટી કરશો નહી વળી તમો કાઇ ઝાઝી ફીકર ચિંતા કરશો નહીં કારણ કે હાલ કાંઈ ચિંતા જેવું છે નહીં. તેવું હશે તો લખીશુ, ને અમારી છોડીને તેડાવી લઇશું. હાલ એ જ, કામકાજ લખજો, જોઇતુ કરતુ મગાવજો, સવત ૧૯૨૬ ના વરખે કારતક વદ ૬ ને વાર ગરેઉની પ્રભાતે લખ્યો છે"

આવા સમાચાર સાભળી શેઠાણીએ વિચાર કર્યો કે, મારી માનુ ઘરડપણ છે, તેથી મારી માને વખતે શુ છે ને શુ નહી, માટે મારા ભાઇને સહવારે વિદાય કરવો જોઇએ

સહવાર થતા જ મુરખાને વિદાય કરવાને તૈયારી કરી, પણ પોતાની ગાડી તો બીજે કામને સારુ મોકલી હતી, તેથી બીજી ગાડી ભાડે કરી લેવા સારુ શેઠે કાંઈ પૈસા આપ્યા. જતી વખને બહેને શિખામણ દીધી કે, "ભાઈ! વાટમા જરા હુશીઆરી રાખજે અને માના જીવને ઠીક નહ

હોય તો મને તુરત કાગળ લખજે કે હું ગાડી જોડાવી આવીશ" "સારુ બ્હેન" એમ કહી મુરખાભાઈ પેલા બેપીઆની જોડે ચાલ્યા.

**નાડી ઝાલીને બેસજે ?**

થોડેક ગયા એટલે એક ઘાસથી ભરેલુ ગાડુ તેને મળ્યું. તે ગાડાવાળાને મુરખે કહ્યુ કે, "અલ્યા ગાડાવાળા, હું બહુ થાકી ગયો છુ, માટે મને તારા ગાડાપર બેસાડે છે ?" ગાડાવાળાએ જવાબ દીધો કે, ભાઈ ! મારુ ગાડુ ઘાસથી ભરેલુ છે તેથી તુ શી રીતે બેસીશ ? જો ખાલી ગાડું હોત તો હુ તને બેસાડત. તે સાભળી મુરખે કહ્યું કે, "હુ બહુ જ થાકી ગયો છુ, હવે મારાથી એક ડગલુ પણ ચલાતું નથી, માટે ગમે તેમ કરીને તું મને બેસાડ તો તારુ બહુ જ ભલુ થશે !" ગાડાવાળો બિચારો દયાળુ હતો તેથી તેણે કહ્યુ, "ભાઈ બેસ, પણ નાડી ઝાલીને બેસજે, નહી તો હેલ્લો બલ્લો આવશે તો નીચે ગબડી પડશે." એમ કહી ગાડું ઉભુ રાખ્યુ. એટલે મુરખાભાઈ તેપર ચડી બેઠા, અને ઘાસને બાધેલી નાડી ઝાલવાને બદલે પોતાના લેંઘાની નાડી ઝાલીને બેઠા પછી ગાડાવાળાને કહ્યુ કે ચાલો હવે હાકો, ગાડાવાળાએ કહ્યુ કે, "ભાઈ ! નાડી પકડજે હો, મુરખો બોલ્યો કે હા ભાઈ પકડી છે તુ કશી ચિતા રાખીશ નહી." ગાડાવાળો મુરખાથી બીલકુલ અજાણ્યો તેથી તેણે જાણ્યુ કે, એણે ગાડાની નાડી પકડી હશે, તેથી ગાડુ હાંક્યુ.

આગળ ચાલતાં એક મોટો ખાડો આવ્યો, તે જોઈ ગાડાવાળાએ કહ્યુ કે, "જોજે ભાઈ ! ધરેડમા મોટો હેલ્લો આવ્યો છે, માટે નાડી જોરથી ઝાલીને બેસજે." મુરખે કહ્યુ કે, "કાકા ફીકર ન કરશો મે નાડી બે હાથે જોરથી પકડી છે. (એમ કહી લેંઘાની નાડી બે હાથે જોરથી પકડીને બેઠો.) તમે ચિતા કરશો નહી, સુખેથી હાકયા જાઓ." એટલામા પેલો મોટો ખાડો આવ્યો, તેમા ધબ લઇને પૈડુ પડ્યુ, તેવા જ પેલા મુરખાભાઈ તો ગાડા ઉપરથી નીચે ગબડી પડ્યા અને બુમો પાડવા લાગ્યો કે, "ગાડાવાળા ! ગાડાવાળા ! હુ તો ગબડી પડ્યો ! જરા ગાડું ઉભુ રાખ, મને તો બહુ વાગ્યુ છે" તે સાંભળી પેલો ધર્માત્મા ગાડાવાળો ગાડું ઉભુ રાખી વહેલો વહેલો દોડી આવ્યો બેપીઆને ને તેને તો છેટુ પડી ગયુ હતુ. તેને તેણે કહ્યુ કે, "મેં તને નાડી પકડવાની કહી હતી તે કેમ ન પકડી ?" મુરખે પોતાની લેંઘાની નાડી પકડી હતી તે બતાવી અને બોલ્યો કે, "જોને, મેં બે હાથે જોરથી પકડી છે ને !" ગાડાવાળાએ કહ્યુ કે, "શુ તારુ કપાળ પકડ્યું છે ? મેં તને ઘાસ બાધેલી નાડી પકડવાને કહ્યું હતુ કે લેંઘાની પકડવાને કહ્યુ હતુ ? ખરેખરો તું તો મુરખો જ દેખુ."

આ સાંભળી મુરખે કહ્યું કે, "કાકા, મારૂ નામ મુરખો છે, તે તમે કેમ જાણ્યુ ?" ગાડાવાળાએ કહ્યું કે, "તારા લક્ષણુથી જાણ્યુ કે તું મુરખો છે મુરખાને માથે તે વળી કાંઈ શિંગડા હોતા હશે કે ?" એ સાંભળી મુરખો ખડખડ હસવા મંડ્યો તે જોઈ ગાડાવાળો તો તેને ત્યાં જ મુકી ગાડું હાંકી ચાલતો થયો કારણ કે તેને કાંઈ ઝાઝુ વાગ્યુ નહોતું, ને વળી તેનુ ગામ પણ પાસે આવ્યુ હતું. થોડી જ વારમાં બેપીઓ પણ ત્યા આવી લાગ્યો. તે અને મુરખો સાથે ચાલ્યા, ને થોડીવારમા ઘેર આવ્યા, ત્યારે સહેજ દહાડો રહેલો હતો.

**ડોશીનું મરણ**

ઘરમાં આવીને મુરખો જુએ છે તો પોતાની માનો છેલ્લો દમ ચાલતો હતો. માનો જીવ પણ મુરખામા જ હતો તે આવ્યો એટલે તેણે માત્ર નજરે જ જોયો, પણ કાંઈ બોલી શકી નહી મુરખાભાઈ તો મુરખા જ કેની. ને તો બોલાવે જ શાના. થોડીવારમા ભલી માણેકબાઈ ડોશીએ દેહ છોડી અને સ્વર્ગમા વાસા કીધા. તેના સગાવહાલા વગેરેએ મળી પ્રાણપોક મૂકી ન્યાતમા ખબર કહાવી તેથી ડાઘુઓ ભેગા થયા તેઓ મળી માણેકબાઈ ડોસીના સબને લાકડીમા ઘાલી કાંધે લઈ ગયા મસાણમા મુરખા પાસે દેન દેવડાવી. માણેકબાઈ ડોશી જાતે ભલી અને નીખાલસ, તેથી બે કલાકમા તેનુ શબ બળીને ખાખ થઈ ગયુ પછી ડાઘુઓ નાહી ફરીને ઘેર આવ્યા. મુરખાએ તેઓને ઘર જવાની રજા આપી પછી ડાઘુઓ પોતપોતાને ઘેર વેરાઈ ગયા બૈરાઓ પણ રડી કુટીને પોતપોતાને ઘેર ગયા.

રાત પડી એટલે મુરખાએ અને તેની વિધવા બહેને વાળુ કીધું ડોશીના મરણથી બહેન તો બચારી ઉદાસ થઈ ગઈ હતી તેથી વાળુ કીધું, પણ બરોબર ખવાયુ નહી મુરખાભાઈને તો સવળુએ ઠીક જ છે. તેણે તો ખુબ ચપાટયુ, પછી બહેન અને ભાઈ બનો પોતપોતાને ઠેકાણે સુઈ ગયા. સહવાર થઈ એટલે ઉઠ્યા અને પાડોશીને બોલાવી પોતાની માના મરણનો પોતાની બહેનને માડવી કાગળ લખાવ્યો ને તે બેપીઆ જોડે મોકલ્યો. બેપીઓ કાગળ લઈ આવ્યો, તે શેઠ અમરસીંગે વાચ્યો અને પોતાની સ્ત્રીને સ્નાન કરાવ્યા.

બીજે દહાડે સહવારમા પોતાની ગાડી જોડાવી પોતાને પીએર પોતાની માને રડવા જવાને શેઠાણી નીકળ્યા, ને સાંઝ પડી એટલે અતાપુરને પાદરે આવી લાગ્યા ત્યા પાદરે ગાડી ઉભી રાખીને ચાકરને ગામમા મોકલ્યો, અને કહાવ્યુ કે માડવીથી ડોશીને રડવાને બહેન આવી છે. ચાકર કહીને

પાછો ફર્યો. આણીગમ પેલી વિધવા બહેને સગાંવાહાલાંઓને તથા પાડ-પડોશીઓને તેડાવી ભેગાં કીધાં, એટલે પેલી માડવીવાળી બહેન પણ આવી લાગી. આણીગમ બારણામાં વિધવા બહેન અને સગાં વગેરે કુટે છે. પેલીગમથી માંડવીવાળી બહેન પણ રડતી રડતી આવીને પેલા ટોળામાં પેઠી, અને ધબડ, ધબડ, કુટવા મડી. કુટતાં કુટતા નીચે મુજબના બોલો બોલી.

"હાયરે માડી, હાય વિજોગે, હાય મરી ગઈ, હાયરે મારા, હાયરે ભાઈ, હાયરે તુ તો, હાયરે એકલો, હાય પડ્યો તે, હાયરે મુઝાઈ, હાયરે મરશે, હાય, હાય, હાય."

**મુરખો કુટવામાં.**

"હાએરે ભાઇ" આ બોલો સાંભળી મુરખો તો વહેલો વહેલો ચીડ ભર્યો ઘરમાંથી દોડતો આવ્યો અને બૈરાઓ કુટતાં હતા તેના ટોળામાં ભરાઈ જઇને પોતે પણ કુટવા મડી ગયો કે "હાયરે બેહેન, સારી હુતી, મજે સુતી, પાપડખાતી હાય, હાય, હાય."

મુરખાનો આ તમાસો જોઈ બૈરા તો સઘળા હસીહસીને મરી ગયા. પેલી રડવા આવેલી બેહેન તો ખીશીઆણી જ પડી ગઈ, કે મારા રડ્યા આ મારા ભાઇએ આ તે શું કર્યું! પછી તેને કહેવા લાગી કે, "મેર પીટ્યા ગાડા! આ તે તને શુ સુજ પડયુ?" મુરખો બોલ્યો કે "રાંડ, મને હાયરે ભાઈ, હાયરેભાઇ, કરીને કુટતા સારુ લાગ્યુ? તારા માટીને હાયરેભાઇ, હાયરે-ભાઇ કરીને કુટીએની? શુ હું મફત બફત આવેલો હતો કે? તુ મને કુટે તારે હું શુ તને ન કુટું કે? જો રાંડ અભાગણી, આવ હવે શુ કહે છે?" એમ કરીને બે હાથે અદબ કરીને સામો ઉભો, પણ સઘળાએ મળીને સમજાવીને તેને ઘરમા ઘાલ્યો. આણીગમ બૈરાં પણ સઘળા વેરાઈ ગયા. પછી બને બેહેનોએ મુરખાની મુરખાઇની વાતો કરવા માડી. તેઓ મનમા બહુ જ કચવાઈ જઇને બળાપો કરવા લાગીઓ કે, આપણી મા તો બિચારી મરી ગઈ, પણ આ રડ્યા મુરખાની શી વલે થશે! લોકો તો વાતો કરે છે કે, મુરખાના સસરાએ તો એના આવાં આવા લક્ષણો સાભળી એની વહુને બીજે ઠેકાણે નાતરું કરાવ્યુ! જો એ વાત ખરી હશે તો મુરખો તો પીટ્યો રઝળી રખડીને મરી જવાનો! રડવા આવેલી બહેન બોલી કે, "હુ મારે ત્યા તેડી ગઈ હતી, પણ ત્યાં પણ આવા જ મુરખાઇના કેટલાક કામો કીધા, જેથી મારો વર પણ એનાથી કાયર કાયર થઈ ગયો." પેલી રાંડેલી બહેન બોલી કે, "હશે. જે પ્રભુ કરશે તે ખરું! એમા તે આપણે શું કરીશુ?

આપણો કાંઈ પણ ઉપાય ચાલે તેવું છે? આપણે બેરાં મણીથ પડ્યાં! એ રીતે પશ્ચાત્તાપ કરી, વાળુપાણી, કરી, સઘળા સુઈ ગયાં.

એમ કરતાં માણેકબાઈ ડોશીનું બારમુ આવ્યુ લાડુ દુધપાકે જમણવાર કરીને ડોશીને સારી રીતે ઉજવી. બધાં કામથી ફરાગત થઈ માડવીવાળી બહેન પાછી પોતાને સાસરે ગઈ, પણ મુરખા તરફની બળત્રા તેના મનમા બહુ જ રહી ગઈ. શુ કરે, પોતાને ત્યાં તેડી ગઈ હતી, ત્યાં પણ ભાઈ પાંસરા થયા નહીં સાજ પડી એટલે તે માડવી પહોંચી, અને ત્યા પોતાના દિવસ સુખે કરીને ગુજારવા લાગી.

આણીગમ મુરખાભાઇ તો ખાઈ પીને મોજ મારતા ફર્યા કરતા, ને માણેકબાઈ ડોશીએ પેલી ચોરવાળી થેલીઓ વ્યાજે ફેરવી ફેરવીને બમણા કર્યા હતા, તે હવે મુરખો વાપરવા લાગ્યો. રળવાની તો કશીએ ફીકર હોય જ શાની?

**મુરખાની વહુ નાતરે ગઈ.**

એક દહાડો તે બજારમાં ખુરા મીજાજથી ફરતો હતો. ભાઇમુરખા છે તેથી કોઇપણ અગુજાણ્યુ નથી, તેથી એક જણાએ મસ્કરીમાં કહ્યુ કે, "અલ્યા મુરખા! તારી વહુએ તો કોઈ બીજા જોડે નાતરું કર્યું, ને તેને પેટે છોકરો આવ્યો છે, તે બચારી સુવાવડી છે તેની તુ ખબર અંતર લે છે કે નહીં? તારી શી વલે થશે? તુ તો હવે એકલો પડ્યો!" એ સાભળી મુરખો બોલ્યો કે, "હુ પણ નાતરુ કરીશ" ત્યારે પેલો મસ્કરો બોલ્યો કે, "તારામાં કશાએ ઢંગ તો છે નહીં એક હતી તે જ નાતરે ગઈ તો હવે તને કોણ દેશે?" મુરખાએ કહ્યુ કે, "કોઈ નહી દે તો ચાલ્યુ, હુ મારી બહેન જોડે નાતરુ કરીશ." આ સાંભળી આખા બજારના લોકો હસી પડ્યા, તેથી મુરખો ભખવાણો પડી ગયો, અને તેવો જ ત્યાથી ચાલતો થયો. ઘેર આવ્યો અને થોડુ ઘણુ ખાઇને સુતો. સુતા સુતાં નીચે પ્રમાણે વિચાર કરવા લાગ્યો.

**મુરખો સુવાવડ કરવા જાય છે.**

મારી વહુ બચારી નાતરે ગઈ છે, તે સુવાવડી છે, તેને છોકરો અવતર્યો છે, હુ તો અહી પડ્યો છુ, તેની બાપડીની કોણ જાણે કોઈ સભાળ લેતુ હશે કે નહી!! માટે સહવાર થશે એટલે આપણે તો તેની ખબર લેવાને તેની પાસે જઇશુ. તે સુવાવડી છે માટે તેને સારુ કઈ વસાણા વગેરે પણ લેતા જઇશુ એવો ઠરાવ કરી તે સુતો, પણ તેને નીરાતે ઉંઘ આવી નહી જેમ તેમ કરીને રાત કહાડી. સહવાર થતા જ મુરખાભાઈ તો ઉઠ્યા ને પાચ સાતેક રૂપીઆ લઈ ભાઈ બજારમા ગયા. ત્યા ગાંધીને ત્યાથી વસાણાં લીધાં,

તેનુ પોટલુ બાંધી ઘેર આવ્યો. પોતે એક નાનું ટટું વસાવેલું હતું તેપર સવાર થઈ પોતાની બ્હેનને કહ્યા વગર ચાલતો થયો.

ચાલતાં ચાલતા મનમાં તુરગ ઉઠયો કે મારુ ઘોડું નહાનું છે તે થાકી જશે, તેથી એનાપરથી ભાર ઓછો થાય તો સારુ, એવો

**ટટ્ટુ પર ભાર.** મનસુબો કરીને પેલુ પોટલુ પોતાના માથાપર મૂકયું એવામા એક જણુ તેને સામો મળ્યો, તેણે તેને પૂછયુ કે, "અલ્યા ગાંસડી માથાપર મૂકીને ટટુપર બેઠો છે તેનુ શુ કારણુ?" મુરખાએ જવાબ વાળ્યો કે, "મારું ટટુ બચારુ થાકી જાય કેની?" તેણે જવાબ વાળ્યો કે, "તારા માથાપર પોટલુ ચઢાવીને ટટુ ઉપર બેઠો છે, તે શુ ભાર ટટુપર નહી પડવાનો કે? કેવો મુરખ છે!" મુરખો બોલ્યો કે, "સાળા! તુ શુ સમજે, તુ તારે મારગે ચાલ્યો જાની પેલો ભલો માણુસ સમજી ગયો કે, બેશક આ તો બેવકુફ જ છે, માટે મરવા દેની, આપણે શુ! એમ મન સાથે કહી તે બચારો ચાલતો થયો.

આગળ ચાલતાં વળી બીજો માણુસ સામો મળ્યો. તેણે આ વેષ જોઇને મુરખાને પૂછ્યુ કે, "અલ્યા ભાઈ, તુ આ માથાપર પોટલુ મૂકીને ટટુપર બેશીને શીદ જાય છે?" મુરખે જવાબ દીધો કે, "મારી વહુ નાતરે ગઈ છે, ને તે સુવાવડી છે, તેથી તેને સારુ સુવાવડનો સામન લઇને તેને આપવા જાઉં છુ" તે સાંભળી તે હસવા લાગ્યો ને બોલ્યો કે, "તારી વહુ નાતરે ગઈ છે, તેને છોકરો અવતર્યો છે, તેને સારુ તું સામન લઈ જાએ છે તે તારા જેવો મુરખો બીજો કોણુ! તે છોકરો તને બાપ કહેશે કે'

મુરખો બોલ્યો કે, "તે છોકરો સાળો મને બાપ નહીં કહેશે તો હુ પણુ તેને બાપ નહીં કહું તારે પછી અમે બનો બરાબર

**માથા પાસે પોટલી.** થઇશુ કેની? આ બેવકુફી ભરેલુ વચન સાંભળીને તે પણુ બાપડો ચાલતો થયો, ને મુરખો પણુ મનમા મલકાતો મલકાતો ચાલતો થયો. એમ કરતા મધ્યાહ્ન થયા એટલે એક ઝાડ તળે મુકામ કર્યો. ટટુને ઝાડ સાથે બાંધીને ટીબણુ કરી પેલી પોટલી માથા પાસે મૂકી ભાઈ સુતા તે સારી પેઠે ઊંઘમાં પડ્યા. એટલામા એક ચોર આવ્યો તે મુરખાના માથા આગળથી ગાંસડી લઇને પેલા ટટુપર બેસીને આડે મારગે ટટુ હાંકતો ચાલતો થયો. થોડીવારે મુરખો ઉઠયો અને જુએ છે તો ગાંસડી ને ટટુ બને મળે નહીં, તેથી બુમેબુમ પાડીને રડવા લાગ્યો. એવામાં એક મોટો સાહુકાર જાત્રાને સારુ જતો હતો તે ત્યાં આવી લાગ્યો. તેણે મુરખાને છાનો રાખી પૂછ્યું કે, "ભાઈ!

તુ શામાટે રડે છે?" મુરખાએ ઉત્તર આપ્યો કે, "મારી ગાંસડી ને ટટ્ટુ કોઈ લઈ ગયુ, હવે હું શું કરીશ! આ મારા બાપરે.—"

આ રીતનું કલ્પાત જોઇને પેલા ધર્માત્મા સાહુકારને તેની બહુ દયા ઉપજી. તેથી તેણે એક હજાર રૂપીઆનો હીરો આપ્યો હીરો તે સાકર. અને તે ચાલતો થયો. મુરખાભાઈ તો સાંજ પડવા આવી તેથી ત્યા જ પાસેની ધર્મશાળામા જઇને સુતા. એટલામાં પેલો ચોર પેલી પોટલી ને ટટ્ટુ ઘેર મૂકી આવીને પાછો તે ધર્મશાળામાં એવુ જ કામ કરવાને આવી લાગ્યો. ત્યાં તેણે પેલા મુરખાને દીઠા. તેની પાસે પોતે આવીને બેઠા તે ત્યા બેઠો છે એવામા મુરખો પીશાબ કરવાનો થયો તેથી તે ત્યાથી થોડેક છેટે ગયો અને એક ટેકરાપર પીસાબ કરવાને બેઠો ઢાળ પોતાની તરફનો હતો તેથી અગરખાની ચાળ સઘળી રેલો આવવાથી ભીજાઈ ગઈ, તે ક્રિયા પેલા ચોરે જોઈ. તેથી તે મનમા વિચાર કરવા લાગ્યો કે બેશક આ સખસ તો મુરખો જ છે, કારણુ કે એની મુરખાઇના બે કામો મે આજે જોયા. એક તો ઝાડતળે સુતો, પણુ પોટલી માથા તળે ન મૂકતાં પાસે મૂકી, જે લઈ જવાને મને સવળ પડયુ વળી બીજુ એ જે લઘુશંકા કરવા બેઠા, તે એવો જે રેલો પોતાની તળે જ આવ્યો. ઉતરતે ઢાળે બેસવુ જોઇએ તેને બદલે પોતાની તરફના ઢાળવાળી જગોપર બેઠા, જેથી એના અગરખાની ચાળ ભીજાઈ ગઈ માટે એ ખરેખાત મુરખો તો ખરોજ, માટે જો એની પાસે કાંઈ બીજી ચીજ છાની હોએ તો તે પણુ પડાવી લઇએ. એવો વિચાર કરે છે, એટલે મુરખો પીશાબ કરીને પાછો આવી પોતાની જગોપર બેઠા. તેની સાથે પેલા ચોરે વાતો કરવા માડી જે, "ભાઈ! તુ કયાથી આવે છે? તારી પાસે કશુએ છે નહીં, તેથી તુ કાંઈ વખાનો માર્યો તો નથી આવ્યો? તારે કાંઈ ખાવાનુ જોઇએ છીએ?"

મુરખાએ કહ્યુ કે, "મારે ખાવાનાને શુ કરવુ છે? મને પેના સાહુકારે એક હજાર રૂપીઆનો હીરો આપ્યો છે તે વટાવીને જોઇએ એટલુ ખાવાનું લાવીશ." આ હીરાની વાત સાભળીને ચોર તો ખુશી ખુશી થઈ ગયો. તે પડાવી લેવાની મતલબથી તે લાગલો જ ઘેર ગયો અને થોડીક શાકર લાવ્યો. તે પેલા મુરખાને આપીને કહ્યુ કે, "લે ભાઈ! જરા ખા; એ કેવી સ્વાદે છે જો!" મુરખે પછી તે લીધી અને ખાધી તો ગળી ગળી લાગી. શાકર પણુ હીરા જેવી જ દેખાય તેથી પેલા ચોરે કહ્યુ કે, "જો ભાઈ આ હીરા કેવા ગળ્યા ગળ્યા લાગે છે! તને

પેલા શાહુકારે હીરો આપ્યો છે, તે જરા ચાખી જો, કે તે આ હીરા જેવો ગળ્યો લાગે છે ?" પછી મુરખાએ તે હીરો કહાડીને જોયો તો તે સાકરના જેવો ચળકતો જ દીઠો. પછી તેને મોંમા મૂકયો તો ગળ્યો તો ન જ લાગ્યો, પણ કાંઈ જ સ્વાદ આવ્યો નહીં, તેથી તેણે કહ્યુ કે, "અલ્યા ભાઈ! મારા હીરામાથી તો કશોએ સ્વાદ આવતો નથી" તે સાભળી ચોર બોલ્યો કે, "ભાઈ! તને તેણે છેતર્યો છે, કેમકે હજાર રૂપીઆનો જો હીરો હોય તો તે બહુ જ ગળ્યો લાગવો જોઇએ. જોની મારા હીરા કેવા ગળ્યા લાગે છે ! માટે એ તો ખોટો છે, તે ફેંકી દે." મુરખાએ તરત જ તે ફેંકી દીધો. કહેવત છે કે "અકરમીનું હાલ્લુ કાણુ" શાહુકારે તો ગયુ તે કરતાં તેને વીશ ગણું આપ્યુ, પણ ભાઇના નસીબમા નહી ત્યા શુ ! એણે હીરો ફેંકી દીધો, તેવો જ પેલો ચોર ઉઠ્યો અને નીસાની રાખી મૂકી હતી તેથી તે ત્યાંથી હીરો લઇને ચાલતો થયો.

મુરખો સહવાર થતા જ ત્યાથી ઘર તરફ પાછો વળ્યો. બહેન બીચારી ફીકર કરતી હતી કે, કાલ સવારનો મુરખો તે કયાં ગયો હશે ! એવામા મુરખાભાઈ આવી લાગ્યા. તેને જોઇને તેની બહેન તેને પૂછવા લાગી કે, "ભાઈ ! તુ કાલ સહવારનો કયાં ગયો હતો ? મને તારી બહુ જ ફીકર થઈ હતી. મેં તારા વગર કાલનું ખાધુ નથી" એમ કહી આખોમાં આંસુ આણ્યાં "હુ ફીકરથી અને ભુખથી મરી ગઈ!"

**બહેન મરી ગઈ.** "મરી ગઈ" આ બોલ સાભળતા વારને જ મુરખો તો, "ઓ મારા બાપરે—મારી બહેન તો મરી ગઈ!" એમ કહીને મોટે સાદે પોક મૂકી. રડવા લાગ્યો. આ બુમ સાભળી પાડ-પાડોશી ભેગા થઈ ગયાં અને મુરખો એકદમ કેમ રડી ઉઠ્યો ! તેનું કારણ પૂછવા લાગ્યા. પછી તેઓ ઘરમાં આવ્યા, અને તેને પૂછવા લાગ્યા કે, "અલ્યા મુરખા ! તુ કેમ રડે છે ?' મુરખો બોલ્યો કે, "મારી બહેન મરી ગઈ. તેથી હુ રડુ છુ." બહેન તો ઘરમા જ છે. તે જોઇને લોકોએ કહ્યુ કે, "તારી બહેન તો આ બેઠી છે, ને તેને મરી ગઈ કેમ કહે છે ?" મુરખાએ કહ્યુ કે, "મારી બહેને મને કહ્યુ કે હું તો મરી ગઈ, ત્યારે હું ના કહુ કે ? મને શુ મારી બહેન વહાલી નથી કે ?" લોકોએ કહ્યુ કે, "એણે તો તને અમથુ કહ્યુ હશે મરી ગયેલુ તે વળી હાલે, ચાલે, ને બોલે ?" મુરખે કહ્યુ કે, "હેં મરી ગયેલું હોય તે હાલેએ નહીં ને ચાલેએ નહીં ને બોલેએ નહીં કે ?" લોકો બોલ્યા કે, "મેર આંધળા મુરખા, એટલી પણ તને ખબર નથી ? જે મરી ગયું હોયે તે તો હાલે ચાલે કે બોલે જ નહીં." મુરખાએ કહ્યુ કે, "તારે તો ઠીક."

પછી સઘળુ સમાધાન કરી લોકો પોતપોતાને ઘેર ગયા. મુરખો વાળુપાણી કરીને સુતો. બહેન પણ પોતાને ઠેકાણે જઇ સુતી. મુરખો સુતાં સુતાં મનમાં વિચાર કરવા લાગ્યો કે, મારા પડોશીઓએ કહ્યું હતું કે મરી ગયુ હોએ તે બોલે કે હાલે કે ચાલે નહીં. ત્યારે આ મારુ ઘર પણ કાંઈ બોલતું કે હાલતું કે ચાલતું નથી, માટે એ બચારુ મરી તો નહીં ગયું હોય ? એમ વિચારી ઘરને બેચારેક બુમો પાડી, પણ એ નિર્જીવ વસ્તુ કાંઈ જવાબ દે ? તેણે એકે જવાબ ન દીધો. ત્યારે એ એમ જ સમજ્યો કે, ખરેખાત મારુ ઘર તો મરી જ ગયુ છે. તેથી તે લાગલો જ ઉઠ્યો, અને એક લુગડાનો કાકડો કરી, તેલમા બોળી, પછી પોતાની માને જેમ આગ મૂકી હતી, તેમ ઘરને પણ આગ મૂકી ! સળગતો કાકડો છાપરામા ચાપ્યો, પછી પાછો પથારીમા સુતો થોડીવારમાં છાપરુ સળગીને ભડકો બહાર નીકળ્યો, તે ચકલાના ગોંડીઆએ દીઠો તેવો જ તેણે "આગ લાગીરે, આગ લાગીરે !" એ રીતે બુમો પાડી. શેરીના લોકો સઘળા જાગી ઉઠ્યા, અને દોડી ગયા. તેઓએ આગ એકદમ હોલવી નાખી. કાંઈ ઝાઝું નુકશાન થયુ નહીં, ફકત છાપરુ બળી ગયુ તે જ. આ તમાસો જોઈ મુરખાભાઈ તો આમ તેમ ફરતા જાય ને મનમા મકલાતા જાય, કે મારી માના દિવસપાણીમાં લાડુ દુધપાક ખાવાની ઠીક મઝા પડી હતી, તેમ આ ઘરનુ બારમુ કરશુ તેમા પણ સારી મઝા પડવાની. પરતુ એની બહેનના તો બાપડીના હોસકોસ છેક ઉડી ગયા હતા.

**ઘર મરી ગયું.**

સહવાર થતાં જ સરકારનાં માણુસો આવ્યા અને આગની બાબતમા તજવીજ કરે છે તો માલમ પડ્યુ કે, આ કામ તો મુરખાએ કરેલુ હતુ એમ માલમ પડવાથી લાગલો જ તેને બાધ્યો અને રાજાની પાસે લઈ ગયા અને કચેરીમા ઉભો રાખ્યો. રાજા શરીરે બહુ જ પુષ્ટ હતો તેને જોઈ મુરખાએ આજુબાજુ જોવા માંડ્યુ. તેને આવો નફ્કરો તથા ચોગરદમ નજર ફેરવતો જોઈ કચેરીના બેસનારા અમીરોએ પૂછ્યુ કે, "અલ્યા એ ! તું શુ જુવે છે ? જેમ તારુ ઘર બાળી મૂક્યું, તેમ વળી અહીં પણ કાંઈ તેમ કરવુ ધારે છે કે શુ ?"

**રાજાની કચેરીમાં.**

કારભારીઓનુ આ બોલવુ સાંભળી મુરખો બોલ્યો કે, "સાહેબ ! હું કાંઈ બાળવાનો વિચાર નથી કરતો, પણ હું બીજો મનસુબો કરુ છુ." તેઓએ પૂછ્યુ કે, "શો મનસુબો કરે છે ?" મુરખાએ કહ્યુ કે, "સાહેબ ! આ

રાજા તો આટલો જાડો છે, ને આ ઘરનું બારણું તો નાનું છે, તેથી જ્યારે રાજા મરી જશે ત્યારે એને શી રીતે ઘરમાંથી કાઢશો ?" આવું મુરખાનું બોલવું સાંભળી રાજાને તેમ જ સઘળા સભાસદોને તેના ઉપર બહુ જ ગુસ્સો આવ્યો, પણ રાજા જાતે દયાળુ, ને જાણતો હતો કે ભાઈ મુરખા છે, તેથી તેને લાગલો જ સિપાઈ પાસે કઢાવી મૂકાવ્યો. કેમકે બેસમજ માણુસને સજા કરો કે ન કરો, તે સૌ સરખું જ છે.

આણીગમ મુરખાની બહેન તો તેને પકડી લઈ ગયેલો જોઈ બેઠી બેઠી રડતી હતી કે, હવે કોણુ જાણે સરકારમા એનુ શુએ થશે ! કોણુ જાણે કેદ કરશે કે ૫ટકા બાંધી મારશે ! એવો વિચાર કરતી ને રડતી બેઠી છે, એટલામાં જ મુરખો તો પાછો આવ્યો ! તેને જોઈ તે અચંબો પામવાની સાથે બહુ બહુ ખુશી થઈ ગઈ ! મુરખો મુરખો પણ પોતાનો ભાઈ કેની.

**મુરખાનો સરદાર.**

હવે થોડાક દહાડા ગયા પછી મુરખાની એ વિધવા બહેન તો મરણુ પામી, તેથી મુરખો ઘરમાં એકલો પડ્યો. પોતે એકલવાયો થઈ ગયો, તેથી ઘરમાં ગમતું નહોતું. તેણે વિચાર કર્યો કે આપણે તો હવે જાત્રા કરવાને નીકળી પડીએ. એવો મનસુબો કરીને તે કાંઈ પૈસા તથા લુગડાં લઇને દ્વારિકાંની જાત્રા કરવા નીકળી પડ્યો. ચાલતાં ચાલતાં દશ બાર કોશ સુધી ચાલ્યો, એટલે સાંજ પડી. એવામાં એક શહેર આવ્યુ. તે શહેરનું નામ મુર્ખપુરી હતું. તે શહેરની ભાગોળે એક મોટી ધર્મશાળા હતી, તેમાં જઇને મુરખાએ મુકામ કર્યો. પાસે ખાવાનું હતું તે ખાઇને સુતો, પણ આગળ એક ફેરો ગાંસડી ગુમાવી હતી, તેથી આ ફેરો તો જરાક હુશીઆરી રાખી ગાંસડી માથા તળે મૂકીને સુતો.

જળમાર્ગ હોવાને લીધે ગામને પાદરે કીચડ બહુ થએલો હતો, તેમાં થઇને સવારમાં એક મોટો હાથી ગયો. તેનાં પગલાં પેલા કાદવમાં પડી રહેલાં હતાં. આ મોટાં મોટાં ગોળ પગલાં જોઇને મુર્ખપુરીના જતા આવતા લોકો ભેગા થયા. તેઓ અચંબો પામીને વિચાર કરવા લાગ્યા કે, આવાં આવાં મોટાં ગોળ ચકરડાં તે શાનાં પડ્યાં હશે ! તેઓ એકેકને પૂછે, પરંતુ કોઇથી તેઓનું સમાધાન થયુ જ નહીં.

એવામાં પેલા મુરખાભાઈ ગાંસડી ખાંધે ભેરવીને એ જ માર્ગે આવ્યા. લોકોની મોટી ઠઠ મળેલી જોઇને ત્યાં શું હશે, તે જાણુવાની ઇચ્છાથી પોતે પણુ તે ટોળામાં પેઠો અને જોવા લાગ્યો કે, "ભાઈ! તમો શાનો

વિચાર કરો છો? અને આવો અચંબો કેમ પામી ગયા છો?" લોકોએ ઉત્તર વાળ્યો કે, "ભાઈ! આવડાં મોટા ગોળ ચકરડાં તે શાનાં પડ્યાં હશે? તેનો અમો સઘળા વિચાર કરીએ છીએ." આ સાંભળી મુરખાના સરદાર મુરખાભાઈ બોલ્યા કે, "ઓ. હો! એમાં તે શું વિચાર કરો છો. એ તો એક બકરી કોઈના ઘરમાં પેઠી હશે, તેની ઘંટીમાં ઓરણું ઓરેલું હશે, તે બકરી ખાવા ગયેલી, તેથી તે ઘંટીનું પડ તેના ગળામાં પેશી ગયેલું, તેથી ગભરાયેલી બકરી આ રસ્તે થઈને દોડી ગયેલી, તેના ચકામાં ગારવમાં પડ્યા છે, એમાં તે તમો શું આશ્ચર્ય પામો છો!!"

મુરખાનો આ તર્ક સરવેએ કબુલ રાખ્યો અને એકબીજાને તેઓ કહેવા લાગ્યા કે, "ભાઈઓ! આ તો કોઈ ચતુર માણસ જણાય છે! એણે જે તર્ક દોડાવી આપણા સઘળાનો સદેહ ભાગ્યો તે બરાબર છે, એમા કાંઈ જ શક નથી! માટે આવો ડાહ્યો માણસ આપણા ગામમા અવસ્ય જોઈએ આપણે એને ગમે તેમ કરીને રાખવો જોઈએ અને આપણા ગામની પટેલાઈ એને જ સોંપવી જોઈએ."

આ ઘેલો વિચાર સઘળાના ગળામા સારી પેઠે ઉતર્યો. પછી તેઓએ મુરખાને કહ્યુ કે, "તમો અમારા ગામમા રહો. અમે તમને આખા ગામની પટેલાઈ સોંપીએ છીએ" આ સાભળી મુરખાભાઈ તો જાત્રા જવાનું ભૂલી જ ગયા (પરણવુ ને પટેલાઈ તે કોને ન ગમે?) લોકોની અરજ પરથી ભાઈ તો ત્યા જ રહ્યા અને પટેલાઈ મળી તેથી ગામની કાંઈ પણ નહાની મોટી તકરાર ટંટો આવે, તે ચુકવવા લાગ્યા એ રીતે મોટી ખટપટમા મુરખાભાઈ તો પડ્યા ભાઈને ખાવાનો પણ પરવાર આવે નહીં, પણ સઘળા ચુકાદા પેલા ઘંટીના પડ જેવા જ કરતો! મુરખ લોકમાં મુરખો સરદાર એટલે મણા શી!

**ગાડીમાં ભેસ.** એક દહાડો એવુ બન્યુ કે, એક કણબીના ઘરમા તેની ભેસ ઘભાણમાંથી છૂટી ને જુવારનો અડધો ભરેલો ગોળો ઉઘાડો પડેલો હતો તેમા તેણે જુવાર ખાવા સારુ જોરાવરીથી મોઢા ઘોંચી ઘાલ્યુ. તે શીંગડા સુદ્ધા માહે પેસી ગયુ. તે કેમે કર્યુ નીકળે નહી. બચારા કણબીએ બહુએ ફાંફાં માર્યાં, પણ કાંઈ વળ્યુ નહી. પછી તેણે વિચાર્યુ જે, આપણા ગામમા હાલ નવો પટેલ આવેલો છે, તે બહુ જ સમજુ ને તરકબાજ છે, માટે તેને જઈને આ વાત જાહેર કરુ તો તે કાંઈ ઉપાય બતાવ્યા વગર રહેશે નહીં.

પછી તે કણબી દોડતો તે પટેલ પાસે આવ્યો અને પોતાને ત્યા બનેલી સઘળી હકીકત તેને જાહેર કરી. તે સાભળી મુરખો પટેલ

બોલ્યો કે, "કાંઈ ચિંતા ન કર, તારી ભેંસનું માથુ ગોળામાંથી હમણાં હું કહાડી આપુ છું. ચાલ, મને તારે ઘેર તેડી જા." તે કણબી મુરખા પટેલને તેડીને પોતાને ઘેર આવ્યો. પેલી ભેંસે ગોળામાં માથુ ઘોંચી ઘાલ્યું હતુ તે બતાવ્યુ, તે જોઇને મુરખે કહ્યુ કે, "એક તરવાર લાવ અને ભેંસનુ માથુ કાપી નાખ, એટલે તુરત તે બહાર નીકળી જશે." આ કણબીભાઈ પણ મૂર્ખપુરીના જ રહેનાર એટલે એ પણ મુરખા જ, તેથી વહેલો વહેલો ઘરમા ગયો અને તરવાર લાવી ભેંસનુ માથુ મુરખાના કહ્યા મુજબ કાપી નાખ્યુ, એટલે તે બહાર તો ન નીકળ્યુ, પણ ગોળામા જ પડ્યુ. પછી મુરખા પટેલે કહ્યુ કે, "હવે ગોળો ફોડી નાખ." કણબીએ તેમ કર્યું, એટલે ડેકુ ઝટ બહાર નીકળ્યુ. તે જોઈ મુરખો બોલ્યો કે, "જો ભેંસનુ ડોકુ બહાર નીકળ્યું કેની ?" મુરખા પટેલે ગોળોએ ફોડાવ્યો ને ભેંસ મરાવી, તે જોઇને પેલો કણબી પણ ખુશી ખુશી થઈ ગયો! પછી પટેલ પોતાના મુકામે ગયો આ કણબી લોકોમાં ઉપલી હકીકત કહેવા લાગ્યો અને બોલ્યો કે, "ભાઈઓ! આપણા ગામમા જો આવો હુશીઆર પટેલ ન હોત તો મારી ભેંસનુ ડોકુ કોઈ દહાડો નીકળત નહીં ખરેખર, આપણા ગામમાં જેવો પટેલ જોઇતો હતો તેવો જ પરમેશ્વરે મેળવી આપ્યો." લોકો પણ આ સાંભળી બહુ રાજી થયા અને સરવે કોઈ મુરખા પટેલની શાબાશી બોલવા લાગ્યા, અને તેઓ પણ બોલવા લાગ્યા કે, "આપણે જેવો જોઇએ તેવો પટેલ આપણે નસીબે અચાનક મળી આવ્યો, તેથી આપણાં મોટા ભાગ્ય છે."

**મુરખાની સ્વારી.**

પોતાના ગામમા બહુ જ હુશીઆર ને ચાલાક માણસ અણચિંતો આવી લાગ્યો છે અને તેને ગામ લોકોએ પટેલાઈ આપી છે. એ વાત રાજાને કાને જવાથી તે પણ બહુ જ આનંદ પામ્યો. તે પોતાના મનમાં કહેવા લાગ્યો કે, મારા રાજમાં આવા હુશિયાર માણસો આવીને વાસો કરે તો બેશક રાજમાં મોટો સુધારો થયા વગર રહે જ નહી. પછી તે પટેલને પોતાના દરબારમાં તેડી લાવવાને એક ઘોડો ને ચાર સિપાઇને મોકલ્યા. તેઓ મુરખા પટેલ પાસે આવ્યા અને કહેવા લાગ્યા કે, "પટેલ સાહેબ! તમને અમારા રાજા સાહેબ મુલાકાત લેવાને પોતાના દરબારમા તેડે છે, માટે મહેરબાની કરીને ચાલો, તમારે સારુ બેસવાને આ ઘોડો પણ મોકલ્યો છે."

મુરખાભાઇ બોલ્યા કે, "ઠીક, ચાલો." પછી લુગડાં પહેરીને ઘોડાપર અવળે મોહોડે બેઠા! લગામ સિપાઇના હાથમા આપી અને કહ્યું કે તમો આ લગામ પકડીને ઘોડાને દોરવો. સિપાઇઓએ પછી તેમ કર્યું

અને મુરખાનું માહામેરું દરબાર તરફ ચલાવ્યું. આ નવા પટેલની સવારી જોવા ઘણાક લોકો ભેગા થયા. તેઓ એકબીજાને કહેવા લાગ્યા કે, "ઘોડે બેસતાં આપણે ઘણાને જોયા છે, પણ આપણા આ નવા પટેલના જેવું તો કોઇનેએ બેસતાં આવડતું નથી!"

થોડીવારમાં આ વરઘોડો રાજાના દરબારમાં આવ્યો. રાજા પણ તેને જોઇને અચંબો પામ્યો કે, આની મિશાલ તો મને પણ ઘોડે બેસતાં આવડતું નથી. ખરેખાત આ તો કોઈ અક્કલવાન્ માણસ મને લાગે છે! મારી રૈયતને સાબાસ છે કે, આવા સખસને ગામમાં રાખ્યો અને પટેલાઈ આપી. મને લાગે છે કે, એને આ ગામનો માજીસ્ટ્રેટ બનાવ્યો હોય તો બહુ જ ફાયદો થાય. એવો વિચાર કરે છે, એટલે મુરખો ઘોડાપરથી ઉતર્યો અને રાજા પાસે આવ્યો. રાજા પણ તુરત ગાદીપરથી ઉઠયો અને સામો જઈ હાથ પકડી તેડી લાવ્યો અને પોતાની પાસે બેસાડ્યો. રાજાએ તેની ખબર અંતર પૂછી અને બોલ્યો કે, "કેમ સાહેબ, આપનાં છોકરાં છૈયાં સારાં છે?" પટેલે જવાબ દીધો કે, "નાજી, હમણા તાવનો મરજ બહુ ચાલે છે, તેથી આખા ગામનાં છોકરાં માંદાં છે!" રાજાએ ફરીને પૂછ્યું કે, "આપણાં ઘરવાળા આપની જોડે છે કે આપને ગામ છે?" મુરખા પટેલે જવાબ દીધો કે, "નાજી, તે તો રાંડવા ગયાં છે." રાજા પોતાના બે પ્રશ્નના બે ઉત્તર સાંભળીને રાજી રાજી થઈ ગયા. મુરખાને ઘેર મુરખો પરોણો, એટલે વાત જ શી પૂછવી! "સરબેસરખાં મળ્યાં ને ભવનાં દુખ ટળ્યાં.

મુરખો. દરબારમાં

થોડીકવાર એમ વાતચિત કર્યા પછી રાજા બોલ્યો કે, "પટેલ! તમે બહુ જ અક્કલવાન્ માણસ છો, માટે અમારા ગામની ફોજદારી કોરટમાં તમને માજીસ્ટ્રેટ ઠરાવ્યા છે, માટે તમારે કાલથી તે કોરટમા બેસવું અને ફોજદારી સઘળા મુકરદમા તમારે ચૂકવવા." આ સાંભળી મુરખા પટેલ બોલ્યા કે, "અણુ સાહેબ, આપનો હુકમ માથે ચડાવું છું." રાજા બોલ્યો કે, "ના પટેલ, તમને ભાર લાગશે, માટે મારો હુકમ માથે ન ચડાવશો. પટેલે કહ્યું કે, "કાંઈ ફીકર નહીં, મારી જોડે ઘોડો છે તેથી મને ભાર નહી લાગે તો." એમ કહી સલામ કરી પોતાને ઘેર ચાલ્યો. ઘોડાપર બેસવાની પણ દરકાર રાખી નહીં. રાત્રે વાળુ કરીને સુતો. સહવારમાં ઉઠ્યો અને ખાધપી પાઘડી શિવાયના સઘળાં લુગડાં પહેરીને ફોજદારી કોરટ ભણી ચાલ્યો. તેને બોડો જોઈ લોકોએ પૂછ્યું કે, "કેમ પટેલ સાહેબ! પાઘડી ઘોવા આપી

ન્યાયાધીશની પદવીપર.

છે કે શું? ઉઘાડે માથે કેમ જાઓ છો?" મુરખે કહ્યું કે, "આજે એમ જ જઇએ છીએ, કારણ કે આજથી મને સરકારે ફોજદારી કોરટનો માજીસ્ત્રેટ બનાવ્યો છે." લોકોએ કહ્યું કે, "બહુ સારુ, પણ ખોડે માથે ન ચાલો" મુરખે કહ્યુ કે, "લો ત્યારે માથુ ઢાંકયુ." એમ કહી એક પગનો જોડો માથે મૂકયો ને ચાલ્યો.

થોડીવારમાં ભાઈ કોરટમાં આવ્યા ને બેઠા. પોતાના ગામના નવા પટેલને માજીસ્ત્રેટની જગોપર નિમેલો જોઈ લોકો બહુ બહુ ખુશી થવા લાગ્યા કે, "હવેથી આપણને બરોબર ઇનસાફ મળશે, એમાં કાંઈ શક નથી. એવી જોખમ ભરેલી જગોપર એવો જ ન્યાયાધીશ જોઇએ. આપણો રાજા પણ ખરો અક્કલવાળો કે આને પસંદ કર્યો. ભાઇઓ, હવે તો રાજા ને માજીસ્ત્રેટ બનો હોશીઆરે હોશીઆર ભેગા થયા, તેથી આપણા હકમા ઘણો જ ફાયદો થશે." એમ પરસ્પર વાતો કરતા ને આનંદ પામતા પોતાને કામે વળગ્યા. હવે મુરખો માજીસ્ત્રેટ કેવા ઇનસાફ ચૂકવશે તે જોજો. વાંચનાર, તમે નીચેની વાત સરકારી છટ્ઠી ચોપડીમા વાંચી તો હશે. તે દાખવો આવા જ અમલદારથી નીકળેલો સમજવો. એ વાંચ્યાથી તમને બહુ આનંદ થશે, માટે અટક્યા વગર વાંચો.

**ન્યાયનો નમુનો.**

હવે એક દિવસ એવો બનાવ બન્યો કે, એ ગામમાં એક ડોશી રહેતી હતી, તેને ચાર છોકરા હતા તેઓ ચોરી કરવાના ઇરાદાથી પાછલી રાત્રે નીકળ્યા. રાત અંધારી ઘોર હતી. એવે વખતે તેઓ એક હોરાના ઘર આગળ આવ્યા, અને ભીંતે ખાતર પાડવા માંડયુ. ભોગજોગે તે ભીંત થોડા દહાડાની તાજી ચણેલી હતી તેથી તે તૂટી પડી, અને તેમાં પેલા ચારે ચોર દબાઈ મુઆ. ભીંતના પડવાથી ધબાકો થયો, તેથી તે ઘરધણી હોરો તથા આજુબાજુના પાડોશીઓ જાગી ઉઠયા, અને તેઓ સઘળા બહાર નીકળ્યા. ઘરધણી હોરો તો દીવો હાથમાં લઇને જ નીકળ્યો. તેઓ સઘળાં જુએ છે તો પેલા હોરાની ભીંત તૂટી પડી છે, અને તેમાં ચાર ચોરો દબાઈ મુઆ છે. સહવાર થતાં જ આખા ગામમાં એ વાત પસરી ગઈ. આખી રાત વહી ગઈ છતાં પોતાના ચારે છોકરાઓને ઘેર આવેલા ન જોઈ તથા પેલી બુમ સાભળી પેલી ડોશી ત્યાં આવી, અને જુવે છે તો તેના જ ચારે છોકરાઓ ખાતરપાડતાં દબાઈ મુઆ છે! આ માઠો બનાવ બનેલો જોઈ ડોશી તો મૂર્છીગત થઈ ત્યાં જ પડી; અને તે ચાર ઘડીએ સાવધ થઈ, તેવી જ, તે પેલા નવા માજીસ્ત્રેટની પાસે ફરીઆદ કરવા ગઈ. માજીસ્ત્રેટ આગળ

આવી તેણે જાહેર કર્યું કે, "સાહેબ, ફલાણા હોરાના ઘરમા ચોરી કરવા સારુ મારા ચાર છોકરાઓ ગયેલા, તેઓ ખાતર ખોદતાં જ ભીંત તૂટી પડવાથી ત્યાં દબાઈ મુઆ. સાહેબજી, મારુ નસતાન વળી ગયું! હવે મારું પોષણ કરનાર કોઈ પણ રહ્યું નહી. માટે તમો તે હોરાને પકડી મંગાવીને સજા કરો કે તેણે એવુ કેવુ ઘર ચણાવ્યુ કે જેથી મારા ચાર છોકરાઓ ખાતર ખોદતાં દબાઈ મુઆ જેથી હું છને ચચ્ચાર દીકરે વાંઝણી થઈ!"

આ ફરીઆદ સાભળી માજીસ્ત્રેટ સાહેબે વિચાર કર્યો કે, "અલબત, એની ફરીઆદ વાજબી છે. એ હોરાએ એવુ ઘર ચણાવવુ ન જોઇએ કે, જેથી આ બાપડી ડોશીના ચાર છોકરાઓ દબાઈ મરે, માટે જાઓરે સિપાઇઓ, તે ગુનેહગાર હોરાને બાંધી મુસ્કેથી પકડી લાવો ' માજીસ્ત્રેટ સાહેબનો આ હુકમ થતાં જ લાગલા બે સિપાઇઓ દોડી ગયા, અને તે હોરાને તુરત બાંધી લાવ્યા, અને કોરટમા ઉભા કર્યાં પછી માજીસ્ત્રેટ સાહેબે તેની જુબાની લેવા માડી. સવાલ કર્યો કે, "મીઆ સાહેબ, તમે તમારુ ઘર એવુ કેવુ ચણાવ્યુ કે, જેથી આ બાપડી ડોશીના ચારે છોકરા ખાતર પાડતા દબાઈ મુઆ!" હોરાએ જવાબ આપ્યો કે, "સાહેબજી, એમા મારો શો વાક છે? તેઓ મારે ત્યા ચોરી કરવા શુ કરવાને આવ્યા હતા? હુ કાંઈ તેઓને તેડવા ગયો હતો? કોરટે કહ્યુ કે, "તમે તમારો ધધો કરો છો, તેમા તમને કોણ તેડવા આવે છે? તે જ મુજબ એનો એ ધધો હતો, તે કરવા નીકળ્યા તેમા એનો કાંઈ પણ કસુર નથી. એ બાબતમાં તમારી જ મોટી કસુર છે, માટે હુકમ કરવામાં આવે છે કે, તમારે ફાંશીએ જવુ"

ફાંસી કોણ જાય?

આવો સખત હુકમ સાભળી બિચારા હોરાજી તો ધ્રુજતા ધ્રુજતા બોલ્યા કે, 'સાહેબજી! એમાં મારી કાઇ પણ ભૂલ નથી, કારણ કે એ ઘર કાંઈ મેં હાથે બાંધ્યુ નથી, પણ કડીઆ પાસે બંધાવ્યું છે, માટે એમા કસુર કડીઆની છે માટે તેને બોલાવીને સજા કરવી જોઇએ"

આ બોલવુ સાંભળી કોરટે કહ્યુ કે, "તારી એ તકરાર ખરી છે, માટે તને છોડી મૂકવામા આવે છે." પછી લાગલો જ તે કડીઆને બોલાવ્યો, અને તેને કહ્યુ કે, "તેં આ હોરાના ઘરની ભીંત એવી કેવી ચણી કે તેમાં ખાતર પાડતાં આ ડોશીના ચાર છોકરાઓ દબાઈ મુઆ?" કડીએ જવાબ આપ્યો કે, 'સાહેબજી! હું માફ માગીને કહું છુ કે, એમા મારી કાંઈ તકશીર નથી, પણ ગારો કરનારની ભૂલ છે, માટે તેને બોલાવીને પૂછવુ જોઇએ" કોરટે કહ્યુ કે, "બરાબર ગારો કરનારની જ ભૂલ હશે, માટે જાઓરે

સિપાઇઓ, તે ગારો કરનારને પકડી લાવો." સિપાઇઓ દોડતા ગયા અને એક ઘર શહેરમા બંધાતું હતું, તેમાંથી એક ગારો કરનાર મજુરને પકડી લાવ્યા, અને હાજર કર્યો. તેને માજીસ્ત્રેટે કહ્યું કે, "અલ્યા, તેં આવો ગારો કેમ કર્યો કે, આ હોરાનાં ઘરની ભીત તૂટી પડી?" ગારો કરનારાએ કહ્યું કે, "સાહેબજી! હુ કાંઈ એને ઘેર મજુરીએ ગયો નથી, પણ કોઈ બીજો મજુર ગયો હશે, માટે તેને બોલાવીને પૂછવું જોઇએ."

કોરટે કહ્યુ કે, "ગમે તેણે કીધો હશે, પરતુ તુ પણ એ જ ધંધો કરે છે કે નહીં? માટે તારે જ ફાંશીએ જવુ પડશે" આ સાંભળી ગારો કરનારાએ જાણ્યું કે, "આ મુરખ છે, તેથી હવે એને ગમે તેમ સમજાવવો જોઇએ." પછી તે બોલ્યો કે, "સાહેબજી! એમાં કાંઈ મારો વાક નથી, પણ એમા પાણી નાખનાર પખાલીની કસુર છે, માટે તેને સજા થવી જોઇએ." કોરટ બોલી કે, "ઠીક લાગે, તેને બોલાવો." પછી પખાલીને પકડી આણ્યો. તેને કોરટે આગળની મિશાલ જ કહ્યુ કે, "તારી મોટી કસુર છે, માટે ફાંશીએ જવુ" પખાલીએ કહ્યુ કે," સાહેબજી! એમા મારી જરાએ ભૂલ નથી, કેમકે આપણા શહેરના રાજાસાહેબ તે દહાડે સ્વારી ફરવા નીકળ્યા હતા, તેની તરફ મારાથી જોવાઈ ગયુ, તેથી પાણી વધારે પડયુ' પખાલીની આ તકરાર સાભળી માજીસ્ત્રેટે રાજાને ફાંશીએ દેવા સારુ બોલાવી મંગાવ્યો. રાજા કોરટમા હાજર થયો, પછી માજીસ્ત્રેટે રાજાને કહ્યુ કે, "રાજા તમો ગામમાં સ્વારી ફરવા નીકળ્યા, તેથી આ પખાલીએ તમારી ભણી જોયુ, તેથી ગારામા પાણી વધારે પડયુ, તેથી ભીત નબળી ચણાઈ, જેથી આ ડોશીના ચાર છોકરાઓ તેમાં ખાતર પાડતા દબાઈ મુઆ. માટે એમાં તમારી મોટી કસુર છે. સબબ તમારે ફાંશીએ જવુ જોઇએ." આ હુકમ સાંભળી રાજાએ કહ્યુ કે, "તમોએ જે ઇનસાફ કર્યો તે વાજબી છે. હુ હુકમને તાબે છું." તે સાભળી માજીસ્ત્રેટે સિપાઇને હુકમ કર્યો કે, "જાઓ રાજાને ફાંશીએ દો." પેલા મુરખા સિપાઇઓ રાજાને ફાંશીના લાકડા આગળ લઈ ગયા, ને ગળામાં દોરડાનો ફાસો ઘાલ્યો, પણ તેઓ પણ મુરખા જ, તેથી ફાંસાની ગાંઠ મજબૂત વાળેલી નહી, તેથી તે ખેંચતાંજ છૂટી ગઈ. હવે કાયદો એવો હતો કે એકવાર બચે તેને ફરીને ફાંસીએ ન દેવો. તે મુજબ રાજાને ફરીથી ફાંસીએ ન ચડાવતાં તેને છોડી મૂકયો. પરમેશ્વર જેને રાખનાર, તેને મારનાર કોણ? બિચારો રાજા નાહક માર્યો જાત, પણ જગતકર્ત્તા પ્રભુએ તેનો બચાવ કરી લીધો. પછી રાજા પોતાને મહેલે ગયો. આણીગમ પેલી ડોશી પણ પોતાને વાજબી ઇનસાફ મળેલો જોઈ

ખુશી થતી પોતાને ઘેર ગઈ. પછી સગાં વહાલાંને ભેગાં કરીને પેલા છોકરાઓ પડ્યા હતા ત્યાં ગઈ, અને તેને ઊંચકી લઈ જઈ બાળી મૂક્યા. પછી તેઓ પોતપોતાને ઠેકાણે વેરાઈ ગયાં.

મોંઘો માલ લાવજે.

એક દિવસે એવું બન્યું કે, મુર્ખપુરી ઉપર અંગ્રેજ સરકારે ચઢાઈ કરી, અને તે જીતી લીધું પછી લોકોને સારી ઊંચી કેળવણી આપીને બહુ સુધાર્યા. મુરખાભાઈ તો લડાઈ થવાની સાથે જ નાઠા, તે પોતાને ગામ પાછા આવ્યા. ઘરમાં આવીને જુએ છે તો ખાતર પડેલું દીઠું. સુનું ઘર જોઈને હરામખોરો માંહે પેશી સર્વ લઈ ગયા. એક પૈસાની મતા સરખી પણ મળે નહીં, કે તે વડે મુરખાનું ગુજરાન ચાલે. તેને ખાવાના સાંસા પડવા લાગ્યા, તેથી પાછો તે પોતાની બહેનને ગામ માડવી ગયો. બનેવીએ જાણ્યું કે, હવે એ કાંઈ પણ સમજણો થયો હશે, તેથી તેને પોતાના વેપારમાં સામીલ રાખ્યો. થોડાક દહાડા ગયા પછી એક મોટું વહાણ માલ ભરીને પર બંદરે મોકલવા સારુ તૈયાર કર્યું, અને અમરશીગ શેઠે પોતાના સાળાને કહ્યું કે, "આ વહાણ લઈ પર બંદરે જા, અને જ્યાં સારો ભાવ આવે ત્યાં જઈ વેચી આવ. વળી કોઈ એવા બંદરમાં જવું કે જ્યાંથી મોંઘામાં મોંઘો માલ આપણા માલના ઉપજેના પૈસાવડે, અગર તો માલ સાથે માલનો બદલો કરીને લાવવો, તેમા એટલી સાવચેતી રાખવી કે, છેતરાય નહીં." એવી તરેહની શિખામણ દઇને મુરખાને વહાણપર ચઢાવ્યો, અને રવાના કર્યો. થોડા દહાડામા તે લંકાને બારે આવી લાગ્યો. વહાણ કીનારા આગળ આવ્યું, એટલે તોપોના બહાર કરાવ્યા. વેપારીઓનો એવો જ ધારો હતો કે, જે માલ લઇને આવે કે તુરત તોપના બહાર કરતા, એટલે લોકો જાણતા હતા કે કોઈ વહાણવટી માલ લઇને આવ્યો છે, તેથી દલાલો તથા વેપારીઓ ત્યા આવી લાગતા. તે જ મુજબ મુરખાના વહાણના કપતાને કર્યું, તેથી વેપારીઓ વગેરે આવી પહોંચ્યા. મછવા મૂકાવીને તેઓ તે વહાણપર ગયા, અને સઘળો માલ વોહોરી લીધો. હીસાબ કરી સઘળાં નાણાં ચૂકવી તેઓ પોતપોતાને ઘેર ગયા. મુરખાએ તે નાણાં ઠેકાણે મૂકાવ્યાં, એટલે તો સાંજ પડી, તેથી મુરખો તે દહાડે તો વહાણમાં જ સુઈ રહ્યો, પણ કીનારે ઉતરી શક્યો નહીં.

મોંઘા કાંદા!

બીજે દહાડે સવાર થતા જ મુરખો ઉઠ્યો, અને મોંઘામાં મોંઘા માલની તજવીજ કરવા સારુ શહેરમા ગયો. તજવીજ કરતાં માલમ પડ્યું કે, સોનું રૂપુ તો અત્રે બહુ જ સોંઘુ વેચાય છે, માટે એ તો કાંઈ કામનુ નહીં, પણ ત્યા ડુંગળી (કાંદા)

બીલકુલ પાકતા નહીં, તેથી તે એક ડુંગળી પાંચ પાંચ રૂપીએ વેચાતી હતી, કારણ કે તે બહુ જ દૂર દેશાવરથી આવતી હતી. તે મોંઘામાં મોંઘી મળતી જોઈ મુરખાએ પેલા માલના ઉપજેલા તમામ રૂપીઆની ડુંગળી ખરીદી, ને વહાણ ભરી ત્રીજે દિવસે ત્યાંથી પાછુ હંકરાવ્યું. તે થોડા દિવસમાં પાછુ માંડવી આવી લાગ્યુ. બંદર આગળ જેટલે વહાણ નાંગર્યુ એટલે તુરત તોપોના બહાર કર્યા. તે સાભળી અમરશીંગ શેઠે જાણ્યું કે, મારો સાળો માલ વેચીને અને ઉમદા માલ ખરીદીને પાછો આવ્યો ખરો. તેથી તેણે મુનીમને સાથે લીધો, અને બંદરપર આવ્યો. તોપોના બહાર સાંભળી મોટમોટા વેપારીઓ પણ અમરશીંગ શેઠનો માલ ખરીદવા આવી લાગ્યા.

**એક ડુંગળીના પાંચ રુપિયા!**

વહાણમાથી ખુરશીઓ લાવીને બંદરપર નાંખી, તેપર અમરશીંગ શેઠ અને વેપારીઓ વગેરે મોટા ભારઝાજથી બેઠા. એટલે શેઠનો સાળો પણ વહાણમાંથી ઉતરીને આવ્યો, અને એક ખુરશીપર મોટા ઠાઠથી બેઠો. આ વખતે મુરખાને ચહેરો બહુજ ખુશનુમા દેખાતો હતો. અમરશીગ શેઠે તેના સામુ જોઈ ફરમાવ્યુ કે, "તમો દેશાવરથી જે ઉમદા માલ ખરીદી લાવ્યા હો તેનો થોડોક નમુનો મંગાવો." "ઠીક સાહેબ" એમ કહી તેણે ખલાસીઓને હુકમ કર્યો કે, "જાઓ, એક ટોપલી ભરીને નમુનો લાવો" તેવા જ ખારવાઓ ગયા અને ટોપલી ભરીને નમુના દાખલ થોડાક કાંદા આણ્યા, અને શેઠ આગળ મૂકયા. તે જોઈ અમરશીગ શેઠ તો બહુ જ ગુસ્સે થઈ ગયા, અને મુરખા સામુ જોઈ જોરસાથી બોલ્યા કે, "મેં તને મોંઘામા મોંઘો માલ ખરીદી લાવવાને કહ્યુ હતુ તે આ જ કે?" મુરખો બોલ્યો કે, "શેઠ સાહેબ એ જ. એની મને બહુ જ કીમત બેઠી છે. એકેક ડુંગળીના પાચ પાચ રૂપીઆ આપ્યા છે, એથી તે વળી બીજો કેવો મોંઘો માલ લાવુ? સોનું રૂપુ તો ત્યા બહુ જ સોંઘુ વેચાતું હતું, પણ તે તો મેં ખરીદ્યું જ નહીં, કારણ કે તમે મને ફરમાવ્યુ જ હતું કે જે માલ મોંઘો હોય તે જ લાવજે, તેથી હું આ માલ લાવ્યો છુ." શેઠે કહ્યુ કે, "બેવકુફ! ત્યા જે સોંઘો મળતો હોય, અને અહીંઆં તેનો વધારે ભાવ ઉપજતો હોય, તે લાવવો જોઈએ, કે જે માલ આપણે દેશથી ત્યાં જાએ છે તે લાવવો જોઇએ? સોનું રૂપુ જે કે અત્રે ઘણુ જ મોઘું મળે છે, તે લાવવાનું મૂકીને આ પૈસાના પાંચશેરના કાંદા તે તું શુ સમજીને લાવ્યો?" આ સાંભળી મુરખો તો મુગો જ રહ્યો. એકે શબ્દ બોલ્યો જ નહીં. અમરશીંગ શેઠ પેલા વેપારીઓ આગળ બહુ જ ઝંખવાણો પડી ગયો! વેપારીઓ પણ આથી

બહુ જ દલગીર થયા, અને તેઓ અમરશીંગ શેઠને કહેવા લાગ્યા કે, "શેઠજી, જે થયુ તે થયું, માટે બસ કરો. હવેથી એવા માણસ જોડે કામ પાડશો નહીં." એવી રીતનો દિલાસો આપીને વેપારીઓ પોતપોતાને ઘેર ગયા. અમરશીગ શેઠ અને તેનો મુનીમ પણ વીલે મોહોડે પોતાને ઘેર આવ્યા પોતાના સાળાએ કરેલુ સઘળુ વૃત્તાંત પોતાની સ્ત્રી આગળ કહી સંભળાવ્યુ. પોતાના ભાઇના આવા કઢગા કામથી તે પણ બિચારી છેક નિરાશ થઈ ગઈ! પોતાનો ભાઈ મોટી કમાઈ કરી આવશે, તથા નાના પ્રકારની અમૂલ્ય ચીજો બહેનને માટે ભાઈ લાવશે, એવી જે તેની મોટી આશા હતી તે સઘળી બરબાદ ગઈ! હવે તો આ મુરખો ભાઈ તેના મનમાંથી છેક ઉતરી ગયો. કાંઈ પણ ભારે કામ તેને સોંપવુ નહી, એવો મજબૂત વિચાર તેના મનમા ઠમી ગયો

આણીગમ મુરખો તો છેક ઝખવાણો પડી ગયો તેથી, અને ઘેર જવાથી પોતાની બહેન પણ વઢશે એવી બીહીકથી બાહારોબહાર પલાયન કરી ગયો, તે પોતાને ગામ પણ આવ્યો નહી, પણ દૂર દેશાવર નીકળી ગયો. પોતાના બનેવીના થોડાક રૂપીઆ પણ પાસે હતા, તે પણ લઈ ગયો. થોડાક દિવસમાં તે એક નગર આગળ આવી લાગ્યો ગામની બહાર એક ધર્મશાળા હતી તેમા તેણે મુકામ કર્યો પછી ગામમા ગયો અને પોતાની પાસે પૈસા હતા તે વટાવીને સુખડી લાવ્યો, અને તે ખાધી. પાણી બાણી પીને કમર બાધી, પછી એક ઝાડની ડાળી ભાંગી અને તેનો એક ડંડુકો કર્યો તે હાથમાં લઈ ગામની આજુબાજુ ફરવા નિકળ્યો. રાત અજવાળી હતી, ને દિવસ ઉનાળાના હતા તેથી હવામા ફરવાની લેહેઝત પણ ઠીક પડતી હતી, તેથી મુરખો આખી રાત ફર્યો

**વગર પગારની નોકરી.**

ભોગજોગે એ ગામમાં રોજ ચોરીઓ થતી હતી. પરગામના કોળીઓ રોજ ચોરીઓ કરી જતા હતા તેઓ રોજના ધારા મુજબ આ રાત્રે પણ આવ્યા, પણ હાથમા એક જબરો ડંડુકો લઇને મુરખાને ફરતો જોઈ તેઓએ જાણ્યુ કે, આપણે રોજ રોજ ચોરીઓ કરીએ છીએ તેથી ગામના રાજાએ આ માણસને ચોકી કરવાને મૂકેલો જણાય છે. માટે જો આપણે આજે એ શહેરમા પેસીશુ તો જરૂર પકડાઈ જઇશુ. એવી બીહીકથી તેઓ તે દહાડે તો પાછા ગયા. મુરખાભાઈ સહવાર થતાં જ થાકેલા તે સુતા તેવા જ ઊંઘી ગયા. સાંજ પડી એટલે પ્રથમના દિવસ મુજબ પાછી સુખડી લાવીને ખાધી, અને પાછા ફરવા મંડી ગયા. બીજે દિવસે પણ પેલા ચોરો પાછા આવ્યા,

પણ આગલા દિવસની માફક પાછો તેને ચોકી કરતાં જોયો. એમ કેટલાક દિવસ સુધી ચાલ્યુ. તેઓ ફેરા ખાતા ખાતા છેક થાકયા. તેઓએ જાણ્યું કે, હવે તો રાજા ચેત્યો, માટે આપણુ કઈ જ ફાવવાનુ નથી. એમ વિચારી તેઓએ તે શહેરનો કેડો મૂકયો, અને બીજે ગામ ચોરીઓ કરવા જવા લાગ્યા.

પોતાના ગામમાં દરરોજ ચોરીઓ થતી હતી તે બધ થઈ, તેનું કારણ શુ? એવો તે ગામનો રાજા મનસુબો કરતો હતો. તેણે ઘણીક તજવીજ કરી પણ કાંઈ જ પત્તો હાથ લાગ્યો નહી. તેથી એક દિવસ પોતે એકલો ઘોડાપર બેસીને રાત્રે ફરવા નિકળ્યો. તે ફરતો ફરતો ગામ બહાર જ્યાં પેલો મુરખો હાથમા ડડુકો લઈ ફરે છે ત્યા આવી લાગ્યો. તેને ફરતો જોઈ રાજાએ પૂછ્યુ કે, “અલ્યા તુ કોણુ છે?” મુરખો બોલ્યો કે, “કોણુ તે શુ વળી માણુસ છુ. નજરે દેખાતુ નથી? શું હું ઢોર બોર તો નથી? જરા વિચારીને બોલજે, નહી તે એકાદ સપાટો લગાવીશ તે સાળો—”

મુરખાભાઈના આવા અડબગી બોલ સાભળીને રાજાએ જાણ્યું કે, બેશક આ તો કોઈ ઓલીઓ માણુસ જણાય છે, તેથી તેને સમજાવીને પૂછ્યુ કે, “ભાઈ, તુ કયે ગામથી આવ્યો છે? અને અહી શામાટે ફરે છે?” મુરખો બોલ્યો કે, “એમ માણુસની રીતે બોલની. હુ તો માડવીથી મારી બહેનને ઘેરથી નહાસી આવ્યો છુ. મારુ ઘર તો અતાપુરમાં છે. મારુ નામ તો મુરખો છે. મને અજવાળી રાત્રે ફરવુ બહુ ગમે છે, તેથી હુ રાત્રે ફરુ છુ, ને દહાડે ખાઇને પેલી ધર્મશાળામાં સુઈ રહુ છું—હવે કાંઈ કહે છે?” રાજાએ કહ્યુ કે, “તારા ફરવાથી મારુ ગામ બહુ સુખી થયું છે, કેમકે આ ગામમા રોજ ચોરી થતી હતી, તે તારા આવી રીતના ફરવાથી જ બધ થએલી મને લાગે છે, માટે તારાપર હું બહુ જ ખુશી છુ, માટે તું મારી પાસે કાંઈ માગ, તું જે માગશે તે હું આ વખતે તને આપીશ.”

**ઇનામમાં ઢોરનું છાણુ આપો.**

એ સાંભળી મુરખો બોલ્યો કે, “રાજા, જો તુ ખુશી હોય, તો ધર્મશાળાની પાસે મોટો વડ છે. તે તળે ઢોરના ગોવાળાં રોજ બેસે છે, તેનુ છાણુ પુષ્કળ થાય છે, પણુ મને કોઈ તે લેવા દેતા નથી, માટે જો તું ખુશી જ હોએ તો સઘળા લોકને હુકમ કર કે તેઓ કોઈ છાણુ ન લેતાં તે સઘળુ મને જ લેવા દે; કોઈ એક પોચકુ પણુ ઊંચકે નહીં.” રાજાએ પૂછ્યુ કે, “તુ છાણુને શું કરશે? એ વગર કાંઈ બીજુ માગની? હુ તને મોટી ખુશીની સાથે

આપીશ." મુરખે કહ્યુ કે, "એ છાણુના હુ છાણાં થાપીશ. તેના મને બહુ પૈસા આવશે, તેથી મારું ગુજરાન ચાલશે, માટે જો આપવુ હોય તો એ છાણુ જ આપ ને ન આપવુ હોય તો અમથી માથાકુટ ન કર તારે માર્ગે ચાલ્યો જા. તું શું આપવાનો છે?"

રાજાએ જાણ્યુ કે એ ખરો મુરખો છે, તેથી તેને એકસો મોહોરો આપી, અને કહ્યુ કે, "આ લે, અને હુ સરવે લોકોને હુકમ કરીશ કે તને તેઓ છાણુ લેવા દેશે." એમ કહી રાજા પોતાને ઘેર ગયો, પણ બીજે દહાડે તેણે ઢંઢેરો બંઢેરો કાંઈ પીટાવ્યો નહીં, કારણ કે મુરખાની આવી ચાકરીને અતે રાજાએ છાણુ જ આપ્યુ, એવુ નરસુ કહેવાય, માટે રાજાને તેમ કરવુ કાંઈ દુરસ્ત લાગ્યુ નહી. પેલી એકસો મોહોરો આપીને જ નિરાત વાળી. તેની મરજી તો વધારે આપવાની હતી, પણ મુરખો જાણી તેમ કીધુ નહી, કારણ કે એવાની પાસે કાંઈ પણ રહી શકે નહીં, તેથી કાંઈ વધારે આપ્યુ નહીં.

મુરખો તો વાટ જોતો બેઠા હતો કે રાજા ઢંઢેરો પીટાવશે પણ તેમ કાંઈ થયુ નહી, તેથી રીસાઇને પેલી સો માહોરા જે રાજાએ આપી હતી, તે લઇને પાછો પોતાને ગામ અતાપુરમા આવ્યો, અને તે વટાવીને તેવડે પોતાનુ ગુજરાન ચલાવવા લાગ્યો

**મુરખો ખેડુત બન્યો**

થોડી મુદતમા ઘણીખરી પુંજી ખાલી થઈ ગઈ, તેથી વિચાર કરવા લાગ્યો કે હવે કયા જવુ? પુંજી તો પાર પડવા આવી, એટલામા શેરીમા ડાંડી વગાડતો ઢેડ આવ્યો. તે સાભળી મુરખો બહાર આવીને જુએ છે તો સરકારે ડાંડીઆને ખબર આપવા સારુ ડાંડી પીટવા મોકલ્યો છે કે, જેને જમીન ખેડવાની મરજી હોએ તેણે આજે દશ કલાકે રાજાની કચેરીમાં હાજર થવુ. એ સાભળી મુરખાએ વિચાર કર્યો કે, આપણને હવે તો ખાધાના વાધા પડે છે, માટે ખેતી કરીએ તો આપણુ ગુજરાન ચાલે. એમ મનસાથે નક્કી કરીને બરાબર દશ વાગતે રાજાની કચેરીમા જઈ પહોંચ્યો. ત્યાંથી સો રૂપીઆના ગણોતની જમીન ખેડવા રાખી અને ઘેર આવ્યો. પાસેના બચેલા નાણામાંથી થોડાંક ખેતીના હથિઆરો વસાવ્યા, અને ખેતી ખેડવા માડી.

જન્મારામા બાપદાદાએ કોઈ દહાડો ખેતી ખેડેલી નહીં, તેથી મુરખાને તે કામ શાનું આવડે? વખતે ખેતીમા અનાજ ઓરતાં દીઠેલુ, તે મુજબ થોડીક જુવાર પેલા ખેતરમાં મુરખો છાંટી આવ્યો. તે ઉપર ઉપર પડેલી તેથી પક્ષીઓ તે વીણી ખાઇ ગયા. ફરીને ચાર મહિના ચોમાસુ જતા સુધી ખેતરમા એકે ફેરો ગયોજ નહીં. કારતક મહિનામા પોંકની

રત આવેલી જોઈ ભાઇ તો પોક લેવાને ખેતરમાં ગયા, પણ તેની આશા શી? જેવું ખેતર ગણોતે રાખ્યુ હતું તેવુ જ જોઈ ભાઈ વીલે મોહોડે પાછા ઘેર આવ્યા. હવે તો ફક્ત પદર મોહોરો રહી છે તેપર જ માત્ર આધાર રહ્યો. તે શિવાય બીજું કાંઈ જ પાસે છે નહી.

**ખેતરમાં કાંઈ પાકયું નથી.**

માગશર મહિનો બેઠો એટલે સરકારથી ગણોતની ઉઘરાણી થઇ. પણ ભાઈ આપે જ શાના તેથી રાજાએ તેને પકડી મગાવ્યો, અને કહ્યુ કે, "તારા ગણોતના સો રૂપીઆ આજેને આજે ભર" મુરખાએ જવાબ દીધો કે, "સાહેબ, હુ તો પાઈ પણ ભરવાનો નથી, કારણ કે મારા ખેતરોમાં કાઈ પાકયુ નથી" રાજા બોલ્યો કે, "બધી દુનિયાના ખેતરોમા પાકયુ ને તારા જ ખેતરમાં ન પાકયુ? તું બીલકુલ જૂઠુ બોલે છે. રૂપીઆ ભર છે કે નથી ભરતો?" આવા ધમકીનાં વેણ સાભળી મુરખો બીહીતો બીહીતો બોલ્યો કે, "સાહેબજી, તમારા સિપાઇને મોકલીને જોવડાવો કે મારા ખેતરમાં કશુએ પાકયુ છે?" રાજાએ સિપાઇને તુરત મોકલીને ખબર કહડાવી, તો મુરખાના કહ્યા મુજબ જ સિપાઇએ સમાચાર જાહેર કર્યા. તે ઉપરથી રાજાએ કહ્યું કે, "એણે ખેતર પડતર રાખ્યુ જો ખેડયું હોત તો જેમ સઘળાનાં ખેતરમાં પાક થયો તેમ એના ખેતરમા પણ થાત, પરતુ એણે ખેડયું જ નથી, ને આપણા પૈસા રડાવવાનો ઉપાય કર્યો છે, માટે રૂપીઆ તો ભરવા જ પડશે." મુરખો બોલ્યો કે, "સાહેબ, તમારે ગમે તેમ કરો પણ હુ રૂપીઆ ભરનાર નથી, કારણ કે મેં તમારું ખેતર ખેડયુ નથી."

**ખાસડાં ખા કે કાંદા ખા.**

રાજાએ કહ્યુ કે, "તેં ખેતર ખેડયુ નહી, ને પડતર રાખ્યુ, માટે તેં સરકારનો મોટો ગુન્હો કીધો, માટે સો રૂપીઆ ભર, અગર તેમ નહીં કરે તો સો ખાસડાં ખા." મુરખો બોલ્યો કે, "હું તો સો રૂપીઆએ ભરવાનો નથી ને ખાસડા એ ખાવાનો નથી. મને ખાસડા વાગે કેની?" ત્યારે રાજા બોલ્યો કે, "સો ખાસડાં નહીં ખાય તો સો કાદા ખા—"

મુરખાએ વિચાર્યું કે આ વાત ઠીક છે કાંદા ખાઇશું તો પેટ ભરાશે, ને વળી રૂપીઆ પણ ભરવા નહીં પડશે. પછી રાજાને કહ્યુ કે, "લાવો ત્યારે. હું સો કાંદા ખાઊં છુ." પછી રાજાએ સિપાઇને ફરમાવ્યુ કે, "બરાબર સો કાંદા ગણીને લાવો અને એને ખવડાવો." સિપાઈ તુરંત ટોપલી ભરીને મોટા મોટા સો કાંદા લાવ્યો અને મુરખા આગળ

મૂકયા મુરખાએ તે ખાવા માંડ્યા—દશ બાર કાદા ખાધા એટલે મુરખો તો ધરાઈ ગયો, તેથી તે બોલ્યો કે, "સાહેબ, હવે તો કાદા નહીં ખવાય, કેમકે હું તો ધરાઈ ગયો" રાજાએ કહ્યુ કે, "ત્યારે સો ખાસડા ખા—શું સો રૂપીઆ ધાલીને અને વળી તેપર દશ કાદા પણ ખાઇને છૂટી જવાનો છે? વળી દાનપર દક્ષિણા લેતો જવાનો છે, કેમ?" મુરખાએ જવાબ દીધો કે, "લો તારે, સો ખાસડા મારો પણ ઉભા રહો, મારો અગરખો કાઢવા દો, નહીં તો તે ફાટી જશે તો હુ શુ પેહેરીશ?" પછી મુરખાએ અગરખા ઉતાર્યાં, અને વાંસો ધર્યો ને કહ્યુ કે, "લો સાહેબ, ખાસડા મારો."

પછી રાજાએ સિપાઇને હુકમ કર્યો કે, "એને સો ખાસડા તાણીને મારો." સિપાઇએ તેનો હાથ પકડીને મેદાનમા આણ્યો અને ખાસડાં મારવા માંડ્યાં. દશ પદર ખાસડા ધડાધડ પડ્યાં એટલે મુરખો બુમ પાડી ઉઠ્યો કે, "સાહેબ, મારાથી તો ખાસડાએ નહીં ખવાય, કેમકે મને તો બહુ વાગે છે. સાળો સિપાઈ તો બહુ જોરથી મારે છે" રાજાએ કહ્યુ કે, "જેવા મારે તેવા ખમવા પડશે, નહી ખમાય તો રૂપીઆ ભર."

પછી ન છૂટકે મુરખો બોલ્યો કે, "ત્યારે તમારા સિપાઇને મારી જોડ મોકલો, હુ રૂપીઆ આપુ" રાજા સમજ્યો કે હવે ઠેકાણે આવ્યો. પછી એક સિપાઇને તેની જોડે મોકલ્યો તેને મોહોરા વટાવીને સો રૂપીઆ આપ્યા તે લાવીને રાજા આગળ મૂક્યા રાજા અને કચેરીના લોકો તે જોઈ કહેવા લાગ્યા કે, "આ બેવકૂત તો બિચારો ખરેખરો મુરખો જ છે, કારણ કે કાદાએ ખાધા, ખાસડાએ ખાધા અને રૂપીઆએ ભર્યા"

મોહોરો વટાવીને સો રૂપીઆ રાજાને ભર્યા, ને થોડીક બાકી હતી તે ખવાઈ ગઈ, તેથી મુરખો તો પાછો ભુખે મરવા લાગ્યો.

**ચેટિયો ચાકર બન્યો**

તેથી વળી બારણે તાળું મારીને પાછો પરગામ જવાને નીકળ્યો વીશ પચીશ કોશપર એક શહેર હતુ ત્યાં તે આવી પહોંચ્યો ત્યા આવી તે એક સાહુકારને ઘેર ગયો, અને તેને કહેવા લાગ્યો કે, "શેઠ, મને તમારે ત્યા ચાકર રાખશો?" શેઠને પણ ચાકરની ગરજ હતી, તેથી તેણે તેને પૂછ્યુ કે, "તુ દરમાયો શુ લેશે?" મુરખાએ કહ્યુ કે, "હુ તો સાહાજ સવાર બે વાર પેટ ભરીને ખાઇશ, બીજુ કાંઇ મારે જોઇતુ નથી" વાણીઆભાઈ લોભીઆ, એટલે રાજી જ થઈ ગયા, અને પેટબદલ મળેલો ચાકર તુરત રાખી લીધો, પણ તેને મોઢે કબુલત કરાવી લીધી કે, "હુ કહુ તે તારે કરવુ પડશે." મુરખાએ કહ્યુ કે, "હાજી, હુ તમો જે કહેશો તે જ કરીશ. તમારા હુકમ ઉપરાંત કશુએ કરીશ નહી." પછી એ કબુલતથી શેઠે તેને રાખ્યો મુરખો બિચારો જે જે કામ શેઠ તેમ

જ શેઠાણી ફરમાવે તે તે કરતો અને સાંજ સવાર બે વખત ખાતો. શેઠના ઉતરેલાં ફાટાં તૂટાં લુગડાં આપે તે પહેરતો, ને આનંદમાં દહાડા કહાડવા લાગ્યો, પણ જાતે મુરખો એટલે જે જે કામ કરે તેમાં ઢંગ તેવા જ સમજવા. એની મુરખાઇની વાત વળી નીચે લખું છું તે વાંચો.

એક દિવસે શેઠ વાડીએ ફરવા જવા સારુ તૈયાર થયા તે વખતે પેલા ચાકરને ફરમાવ્યું કે, "જા, મારો ઘોડો તૈયાર કરાવી લાવ." મુરખો ચરવાદાર પાસે ગયો, અને ઘોડો તૈયાર કરાવી લાવ્યો. તે પર શેઠ સવાર થયા અને મુરખાને ફરમાવ્યું કે, "તું મારી પાછળ આવજે" એમ કહી શેઠે ઘોડો ડપટાવી મૂક્યો.

**કહે એટલું કરવું.**

ઘોડા દોડાવવાની ધુનમાં પોતાની બસો રૂપીઆની શાલ પડી ગઈ, તેનું ભાન શેઠને રહ્યું નહીં. વાડીમાં આવી ઘોડો ઉભો રાખ્યો અને જુએ છે તો શાલ મળે નહીં. એટલામાં ચાકર આવી લાગ્યો. તેને શેઠે પૂછ્યું કે, "અલ્યા, મારી શાલ રસ્તામાં પડી ગઈ તે તારા જોવામાં આવી હતી કે નહીં?" મુરખાએ જવાબ દીધો કે, "હાજી, તે પડતાં મેં દીઠી તો હતી, પણ મેં તે ઊંચકી નહીં, કેમકે તમારા ફરમાવ્યા વગર હું કેમ ઊંચકું? જ્યારે હું ચાકરીએ રહ્યો હતો ત્યારે તમે કબુલત લીધી હતી કેની, કે હું જે કહું તે તારે કરવું? તમે મને તે ઊંચકી લેવાને કહ્યું હતે તો હું ઊંચકત, પણ કહ્યા વગર કેમ ઊંચકું?" શેઠ બોલ્યા કે, "અક્કલ વગરના, એવી બાબતમાં તે વળી હુકમ જોઇએ? પડતું તો ઊંચકયા વગર ચાલે? રાંડના બેવકુફ કાંઈ અક્કલ છે કે નહીં?" તે સાંભળી ચાકર બોલ્યો કે, "શેઠજી, હવેથી હું જે પડશે, તે ઊંચકી લઇશ. તમારા હુકમની વાટ નહીં જોઊં—આ વખત મને માફ કરો" વાણીઆભાઇએ શાલ ગઈ તેથી જીવ બાળીને રાખ કર્યો, પણ કાંઈ ગઈ તે પાછી આવે? પછી બંનો જણા ઘેર પાછા આવ્યા.

એક દહાડો વળી આગળની માફક શેઠ વાડીએ જવાને નીકળ્યા, પણ ઘોડે બેસતી વખતે શાલ ચાકરના હાથમાં આપી, કેમકે તે દિવસે બસે રૂપીઆની શાલ ખોઈ હતી, ને આ પણ તેના જ જોડાની છે, તે વળી પાછી ખોવાઈ ખોવાય એમ, તેથી તે ચાકરના હાથમાં આપીને ઘોડો દોડાવી મુકયો.

ઘોડાને ખૂબ દોડાવ્યો તેથી ઘોડાથી લાદ થઈ ગઈ. તે ચાકરે દૂરથી દીઠી, તેવો જ વહેલો વહેલો દોડી આવ્યો, અને શાલનો છેડો પાથરીને તે લાદ છેડે બાંધી લીધી, અને વાડીમાં આવી શેઠ આગળ તેનો ઢગલો વાળ્યો. શેઠ તે જોઈ બોલ્યા કે, "બેવકુફ, તેં આ શું કીધું? મારી બસો રૂપીઆની શાલે આ

**શાલમાં લાદ બાંધી.**

લાદ કેમ બાંધી લાવ્યો? લાદનું તને શું કામ હતું? અને કામ હોય તોપણ શાલે તે વળી લાદ બંધાય? મારી બસો રૂપીઆની શાલનુ સત્યાનાશ વાળ્યું! એક ખોઈ અને બીજી બગાડી!" ચાકરે જવાબ દીધો કે, "સાહેબ, તે દહાડે તમે કહ્યું હતું કેની, કે જે પડે તે ઊંચકી લેવુ, તેથી હું તો બાંધી લાવ્યો. જો ન લાવું તો તમો વઢો કેની?" શેઠ બોલ્યા કે, "કમબખત અભાગીઆ, લાદ પણ ઊંચકવી જોઇએ? તારામા કંઈ અક્કલ બક્કલ છે કે નહીં?"

શેઠે આટલો બધો ધમકાવ્યો તેથી મુરખો તો બિચારો બીધો, અને માફ માગીને કહેવા લાગ્યો કે, "શેઠજી, આજ પછી હું એમ નહી કરુ! આજનો ગુન્હો માફ કરો." શેઠને દયા આવવાથી જવા દીધો, અને કહ્યુ કે, "ખબરદાર, આજ પછી જો આવું નુકસાન કીધું તો તને એકદમ રજા જ આપીશ." ચાકરે કહ્યું કે, "વારુ સાહેબ, હવેથી નહીં કરુ"

**છોકરાને ધોઈ આવ!**

કેટલાકએક દિવસ તો ઠીક ચાલ્યું, પણ એક દહાડો શેઠનો બે વરસનો છોકરો ઝાડે ફર્યો, તેથી ચાકરને શેઠાણીએ બોલાવ્યો અને કહ્યુ કે, "ભાઈ લેતો. આ છોકરાને જરા વાડામાં જઇને ધોઈ નાખ—હું રસોઇમાં છું તેથી મારાથી ધોવાશે નહીં." પછી ચાકરે તે છોકરાને લીધો, અને વાડામા ગયો. ત્યાં જેમ રોજ શેઠ તેને ધોતીયાં ધોવાને આપતા ને તે જેમ ધોતો, તેમ પાછલે પગે ઝાલીને માથાની આસપાસ ફેરવીને, જેવો ચોકમાં પથ્થર હતો તેપર પટકવા જાય છે, તેવો તે શેઠની નજરે પડ્યો એટલે, "હાં! હાં!" એમ બુમો પાડતા શેઠ દોડી આવ્યા, તેવો ચાકર ચમક્યો, એટલે છોકરાને પટકતાં અટક્યો.

એટલામાં શેઠ જલદીથી પાસે આવ્યા અને છોકરાને છીનવી લીધો, ને બે હાથે છાતી સાથે દાબ્યો. આ હોકારાથી શેઠાણી પણ રસોઇમાથી બહાર આવીને વાડામા દોડી આવ્યા. ચાકરનાં કરેલાં ચરિત્ર સાંભળવાથી તેની તો છાતી ધડકવા લાગી અને બોલ્યાં કે, "આજે ઘરડાનુ પુણ્ય આડું આવ્યુ, નહીં તો છોકરાનુ મોત થયા વગર રહેત નહીં. સારુ થયુ જે તમારી નજરે પડ્યો." એમ કહેતા આંખોમા આંસુ ભરાઈ આવ્યા. પછી છોકરાને શેઠે હાથમાંથી લીધો, અને છાતી સાથે દાબી વહાલ કર્યું. પછી છોકરાને ધોઇને ઘરમા લાવ્યા.

ઘરમા આવીને શેઠ સામુ જોઇને શેઠાણી બોલી કે, "મારા ઘરમા આવો નઠારો ચાકર જોઇએ નહીં—હમણાને હમણા એને કહાડી મૂકો—

મારો પીટ્યો મારા છોકરાને કમોતે મારી નાંખત," શેઠને પણ તેનાપર બહુ જ ચીડ આવેલી હતી, તેથી બે, ચાર, ધપ્પા મારીને તેને વિદાય કર્યો.

**જેસંગ ભાટનું સાંભરેલું.**

મુરખાભાઈ તો માથુ પપાળતા પપાળતા બહાર નિકળ્યા. પછી મનમાં વિચાર કરવા લાગ્યો કે હવે કહાં જાઊં? ઘેર જવાથી પણ કાંઈ ફાએદો નથી, કેમકે ત્યાં ખવાડશે કોણ? માટે ઘેર તો જવું નહી, પણ પાસેના ગામમાં મારો ભાટ જેસંગ રહે છે ત્યાં જાઊં, એ જેસંગ ભાટ મુરખાની ડોશી જીવતી હતી ત્યારે વરસો વરસ તેને ઘેર જતો હતો, ત્યા તેની બહુ બરદાસ તે ડોશી કરતી હતી. પાંચ પાંચ સાત સાત દહાડા સૂધી તે તેને ઘેર રહેતો અને મિષ્ટાન્ન લઈ આવતો, તેથી તેને ઘેર મુરખાભાઈ તો આવ્યા. ગામમાં આવીને પૂછવા લાગ્યો કે, "જેસગ ભાટનું ઘર કયુ' લોકોએ તેને બતાવ્યું." આ વખતે બપોર થયા હતા, તેથી જેસગભાટ જમી કરીને આટલે બેઠો હતો. તે એવી તો ગરીબાઇમાં આવી પડ્યો હતો કે તેના ઘરમાં કાંઈ પણ હતુ નહીં. ફક્ત એકાદ બે થાળી, ને બે ત્રણ વાડકા, અને બે જ લોટા હતા. અનાજ પાણી પણ કાંઈ ભરેલુ નહીં હતુ–રોજ લાવે ને રોજ ખાય. ઘણું ખરુ તો ગામેગામ પોતાના જજમાનોને ત્યાં જઇને ત્યાં ચપાટી આવે. ઘરના છોકરાંને પણ પેટ ભરીને ખાવાનાં સાંસાં હતાં. તેમાં વળી દુકાળમાં અધિકમાસ આવ્યો. પેલો મુરખો ઘર પૂછતો પુછતો આવ્યો, તેને આઘેથી જેસંગભાટે દીઠો. તેવો જ તે ભાટ ઘરમા આવ્યો, અને પોતાની ધણીઆણીને કહ્યુ કે, "મારો અંતાપુરવાળો જજમાન માણેકબાઈ ડોશીનો છોકરો મારુ નામ પૂછતો આવે છે, માટે તારાથી બની શકે તેવુ તેનું સન્માન કરીને તેને વિદાય કરજે." એમ કહીને પાછલે બારણેથી જેસંગભાટ તો પલાયન કરી ગયો, અને પાડોશીના ઘરમાં જઇને બેઠો.

એટલામાં પેલો મુરખો ઘર પૂછતો જેસગભાટના ઘરમાં આવી લાગ્યો. "જેસંગજી ઠાકોર, જેસગજી ઠાકોર," એવી બૂમો પાડતો ઘરમા આવ્યો. ભાટની સ્ત્રી વહેલી વહેલી માહેલી પડશાળમાંથી આગળ આવી, અને કહેવા લાગી કે, "આવો જજમાન રાજા, પધારો તમે કયાંથી આવ્યા?" મુરખાએ જવાબ દીધો કે, "હું પાસેના ગામમાં જરા કામને સારુ આવ્યો હતો, તે હું મારા જેસંગજીભાટને મળવાને સારુ આવ્યો છુ." ભાટેણે કહ્યું, "બહુ સારું આવ્યા તો, ઘર તમારું છે, ઉતારો કરો' મુરખાભાઇને તો એટલું જ જોઇતુ હતું, તેથી ભાઈ તો ત્યાં જ બેઠા.

જેસંગભાટની સ્ત્રી ઘણી જ ખબડદાર હતી. તે ઉતાવળી એક કળશીઓ ઘરમાંથી લઇને નેરતીની દુકાને ગઈ. ત્યાં લોટો મૂકીને મુરખાને સારુ અછેર ઘી, અછેર ગોળ, અને ઘઊંનો લોટ વગેરે સીધુ આણ્યુ, તેનો કસાર કર્યો, અને બીજી રસોઈ પણ કરી પછી મુરખાને કહ્યુ કે, "જજમાન રાજા, ઉઠો રસોઈ તૈયાર થઈ છે, માટે હાથપગ ધુઓ, અને જમવા બેસો." મુરખાભાઇએ લુગડાં ઉતાર્યાં, અને વાડામા જઈ હાથ પગ ધોઈ આવ્યા, અને જમવાને સારુ પાટલો માડેલો હતો તેપર ચડી બેઠા.

એ વખતે ભાટેણના મનમાં એમ આવ્યું જે મારા પ્રાણ સમાન છોકરાને લુખુ પાખુ પણ મળતુ નથી, ને આ પીટ્યો ભુડ મફતમાં ખાઈ જશે, માટે એવો કોઈ ઉપાય કરુ જે રખો ખાધા વગર એમનો એમ ચાલ્યો જાય, અને આ કસાર ને ઘી મારાં છોકરા ખાય તો મારું કાળજુ ઠરે. પછી તેણે નીચે પ્રમાણે ઉપાય કર્યો, કારણ કે મુરખાના બોલવાપરથી તે ચેતી ગઈ હતી કે, આ કોઈ સાડાત્રણ પાયા જણાય છે.

મુરખો પાટલાપર બેસી જેવો જમવા જાય છે, તેવી જ તે ભાટેણ વહેલી વહેલી દોડતી આગલી પડશાળમા ગઈ, અને ત્યાં એક સાબેલુ પડેલુ હતું તે લાવી, અને કોઠીમાં નાખ્યુ, પછી તેપર એક મોટુ માટલુ ઢાંક્યુ! આ જોઈ મુરખાએ તે ભાટની સ્ત્રીને પૂછ્યુ કે, "તમે સાબેલુ કોઠીમા શામાટે નાખ્યુ? અને તે નાખવામા આટલી બધી દોડાદોડ કેમ કરી મૂકી?" એ સાંભળી ભાટેણ બોલી કે, "તમે તમારે સુખેથી બેસીને જમો, પછી હુ એનુ કારણ કહીશ" મુરખાએ હઠ લીધી કે, "ના, મને કહો તો જ હુ તો જમુ, નહીં તો કદી પણ જમનાર નથી, લો હુ તો આ બેઠો." મુરખાની આવી હઠ જોઇને ભાટણ બોલી કે, "થોડા દિવસ થયા તમારા ઠાકોર (જેસગભાટ) ગાંડા થઈ ગયા છે, તેથી મારા ઘરમા કોઈ પણ માણસનું જણું આવે છે કે તરત તે સાબેલુ લઇને તેને મારવા જ માડે છે. એ પ્રમાણે કેટલાકોને તેણે માર મારી અધમુવા કર્યા છે, માટે મેં સાંબેલુ કોઠીમાં સતાડ્યુ, નહી તો ઠાકોર આવી લાગે તો તમારી પણ એ જ મુજબ સેવા કરે, વાસ્તે તમે ઉતાવળા જમી લો અને વિદાય થાઓ."

આ મુજબ સાંભળતાં વારને જ મુરખો તો પાટલા ઉપરથી ઉઠયો, ને લાગલો જ લુગડાં લઇને ઉભી શેરીએ નાઠો; કાછડી ખોસે ત્યારે પાટલી નીકળી જાય, અને પાટલી ખોસે ત્યારે કાછડી નીકળી જાય! એ રીતે હાફ્લો ફાફ્લો મુઠીઓ વાળીને નાઠો. જેસંગભાટ પાડોશીના ઘરમાં બેઠો હતો તે મુરખાને આ રીતે નાહાસતો જોઈ ઘરમાં આવ્યો, અને પોતાની

સ્ત્રીને પૂછવા લાગ્યો કે, "માણેકબાઈનો છોકરો કેમ ઉતાવળો નહામતો જાય છે ? એણે કાંઈ ખાધુ કે નહી ?" સ્ત્રીએ જવાબ વાળ્યો કે, "આગલી પડસાળમા સાબેલુ પડેલું હતું, તેનો સારો ઘાટ જોઈ તે તો કહેવા લાગ્યો કે, આ સાબેલુ બહુ જ સુદર ઘાટીલુ છે, માટે એટલું મને આપો—મે તે આપવાની ના કહી, કેમકે તે જો હુ તેને આપુ તો પછી મારાં છોકરાંને શાવડે ડાંગર ખાંડીને ખવાડુ ? તેથી મેં ના કહી, અને કોઠીમાં સતાડયુ, માટે એને તો રીસ ચડી, અને કસાર પીરસેલુ ભાણુ પડયુ મૂકીને જતો રહ્યો. તેને મે ઘણુએ સમજાવ્યો, પણ મારુ જરા માન્યુ નહી તે જવા લાગ્યો ત્યારે મેં વળી એમ પણ કહ્યુ કે તમો જમો તો ખરા, તમો જમશો એટલામા તમારા ઠાકોર આવશે, નહી તો હુ તેને તેડી લાવીશ પછી તે તમને આપે તો લઈ જજો, તોપણુ તેણે તો બીલકુલ માન્યુ જ નહી, ને જતો રહ્યો, ત્યારે હુ શું કરુ ?"

જેસગભાટની માણેકબાઈ ડોશીએ ઘણી બરદાસ્ત કરેલી, તેથી તેણે વિચાર્યું કે તેનો છોકરો કોઈ વ્હાડો આપણે ત્યાં આવે નહી, અને આજ આવ્યો ને તે ભુખ્યો જાય તે બીલકુલ ઠીક નહીં, માટે એને પાછો બોલાવી લાવવો જોઇએ. તે ભાટ ઘણો જ ભલો માણુસ હતો, તેથી તેણે પોતાની સ્ત્રીને ઠપકો દીધો કે, "તારે એને સાબેલુ આપવુ જોઇતું હતું. તેં ન આપ્યુ એ બહુ જ ખોટુ કીધુ માટે લાવ, સાંબેલુ કયા છે ? હુ તેને તે આપીને મનાવી લાવુ" સ્ત્રીએ લાગલુ જ કોઠીમાંથી કહાડીને આપ્યુ ને કહ્યુ કે, "લો, એ તમારો જજમાન નવાઇનો આવ્યો, કે ખાંડવાનુ સાંબેલુ માગે છે. મારે શુ, જાઓ આપી આવો અને તમારા જજમાનને મનાવી લાવો. વળી તમારે જ નવું વસાવવુ પડશે."

પછી જેસગભાટે તે સાંબેલુ લીધુ, અને વહેલો વહેલો પેલા મુરખાની પાછળ દોડ્યો, અને સાબેલુ ઊંચું કરીને બુમો પાડવા લાગ્યો કે, "અલ્યા કાશીઆ, ઉભો રહે." આ બુમ સાંભળી મુરખાએ પાછું ફરીને જોયુ, તો જેસંગ ભાટ હાથમા સાંબેલુ લઈ પાછળ દોડતો આવે છે, તે જોઇને મુરખો મનમા કહેવા લાગ્યો કે, મેં તો એને ત્યાં બીલકુલ ખાધુ નથી, તે છતાં આ તો સાબેલુ લઇને મને મારવાને સારુ પાછળ દોડતો આવે છે! પછી મુઠીઓ વાળીને જેમ દોડાય તેમ મુરખો દોડ્યો; ઠાકોર પણ તેની પાછળ જોરથી દોડવા લાગ્યો, અને ઉપર મુજબ બુમો પાડતો જાય કે, "અલ્યા કાશીઆ ઉભો રહે. આ સાબેલુ લે" એ રીતની ઘણીએ બુમો પાડી, પણ તે કાંઈ મુરખાએ સાંભળ્યુ નહી, અને એટલો બધો દૂર

નીકળી ગયો કે, આખરે ઠાકોરથી તે પકડાયો નહીં, તેથી તે આશા છોડીને પાછો ઘેર આવ્યો. સાંભેલુ પોતાની સ્ત્રીને આપીને બોલ્યો કે, "એ તો કાંઈ પકડાયો નહીં. મને તો દોડતાં દોડતાં બહુ થાક લાગ્યો, તેથી હું તો પાછો આવ્યો, હશે, જે થનાર હતુ તે થયુ કસાર ને ઘી છોકરાંઓને ખવાડી દે, એ બચારા કસાર ને ઘી કયે દહાડે દેખત ?" સ્ત્રીએ તો પ્રથમથી જ એ મુજબ કરવાનો મનસુબો કર્યો હતો, તેથી તે બહુ આનંદ પામી, અને તે કસાર ઘી પોતાનાં છોકરાંઓને ખવડાવી દીધાં. એથી સ્ત્રી તો રાજી થઈ, પણ જેસગ ભાટ જરા મનમા ખાટો થયો ખરો!

**દાડમને માટે માર.**

આણીગમ મુરખાભાઈ તો છ સાત કોસ નીકળી ગયા. ખાવાનુ પડતુ મૂકીને નાઠો તેથી ભુખ તો સજ્જડ લાગી. તેથી તેણે વિચાર કર્યો કે હવે ખાવાનું કયાથી લાવીએ? એમ વિચાર કરતો એક ઝાડ તળે બેઠો. એવામા એક પાસે જ ગામ તેની નજર પડયુ, તેથી તેણીગમ ચાલ્યો તે ઠેકાણે એક વાડી દીઠી તે જોઈ વિચાર્યુ કે લાવની આ વાડીમાં કાંઈ ફળ ફૂલ હોય તો ખાઈ લઈએ. એવો મનસુબો કરીને તે વાડીમા પેઠો અને ત્યા એક દાડમડીનું ઝાડ હતું તેપર ઝુડીઆ મારવા લાગ્યો તે અવાજ સાભળી વાડીવાળો લાગલો જ દોડતો આવ્યો, અને મુરખાને કહેવા લાગ્યો કે, "ઉભો રહે અલ્યા, તુ કોણ છે?" તે સાંભળી મુરખો બોલ્યો કે, "આવની યાર, હું તો ઉભો જ છુ ને, તુ પણ મારી પાસે આવ, અને હું એક ઝડીયુ મારું એટલે વળી તુ બીજુ મારા હાથમાં આપતો જા." એ સાભળી વાડીવાળાએ તો એક થાપડ લગાવી, તેવો જ તે ભોંયપર પડી ગયો. પછી પડ્યો પડ્યો મુરખો જોરસાથી બોલ્યો કે, "મને શામાટે મારે છે? મેં તારા બાપનુ કાંઈ ખાધુ બાધુ તો નથી? મેં ફક્ત એક બે દાડમ પાડ્યા તેથી જો તારુ નુકસાન થયુ હોય તો લે આ ઝડયુ, ને તે વતી મારા વાંસામા માર, નહી તો નકામો તારા બનેવીને ન માર,–એમા તારા હાથમાં શુ આવવાનું છે?" એ સાંભળી વાડીવાળાએ જાણ્યુ કે, આ તો કોઈ ઓલીઓ માણુસ જણાય છે, માટે એને માર્યા પછી શુ? એવો વિચાર કરી તેને વાડીમાથી કહાડી મૂકયો.

**સારો ધંધો ચોરનો.**

મુરખાભાઈ બહાર આવીને એક ઝાડ તળે બેઠા. મનમા વિચાર કરવા લાગ્યો કે, આ વાડીવાળાનો નકામો માર ખાધો, પણ કાંઈ પેટમા તો આવ્યું નહીં. તે કરતા જો પેલા જેસંગભાટના જુત્તાં ખાધાં હોત તોએ ઠીક થાત કે, કંસાર તો ખાવાને મળત. આ તો મારે ખાધો, ને ભુખે પણ મુઆ. માંટે

હવે આપણે શો ઇલાજ કરવો ? પણ જો ચોરી કરવાનો ધંધો કરીએ તો ઠીક મજા પડે, પરંતુ કોઈ ચોર આપણને મળે તો તેની સાથે સોબત કરીને ચોરી કરવા જઇએ. એવો મનસુબો કરે છે, એટલે તેને યાદ આવ્યું કે મારે સાસરે જતાં પેલી નેળ આવી હતી–ત્યાં મને ચોરો મળ્યા હતા, માટે ત્યાં જઇને જો બેસું તો મને ચોરોનો મેળાપ થશે–પછી તે મુરખો ત્યાંથી ચાલ્યો, અને તે નેળ આગળ આવીને નાકાપર વચ્ચોવચ્ચ સુતો.

મધરાત થઈ એટલે દૈવજોગે તે જ રસ્તે કેટલાક ચોરો આવ્યા. તેઓએ મુરખાને પડેલો જોઇને ધમકી આપી કે, "અલ્યા તુ કોણ છે ? અહીં મારગ રોકીને કેમ સુતો છે?" મુરખે જવાબ દીધો કે, "કોણ તે વળી શુ? હુ તો ચોરોની વાટ જોતો બેઠો છુ, કેમકે મારે પણ તે ધધો શીખવો છે." ચોરોએ કહ્યુ કે, "તને અમારો ધધો આવડે છે ?" મુરખાએ કહ્યુ કે, "હોવે, મેં એવો ધધો બહુએ કીધો છે. આજ હુ એક વાડીમાં ગયો હતો ત્યા સારી પેઠે માર ખાઇને અહીં આવ્યો છુ, અને ભુખો ને ભુખો સુતો છુ."

ચોરોએ જાણ્યુ કે બરાબર એ પણ આપણા જેવો જ શાહુકાર જણાય છે, નહીં તો આટલી રાત્રે આવી જગોમા એકલો સુએ નહીં. પછી તેઓએ તેને કહ્યુ કે, "ચાલ ત્યારે અમારી જોડે" મુરખાભાઈ લાગલા જ ઉઠ્યા, અને તેઓની જોડે ચોરી કરવાને ચાલ્યા.

ભડકું કરીએ.

થોડેક દૂર ગયા એટલે એક ગામ આવ્યુ તેમાં તેઓ ગયા, અને એક ડોશીના ઘરમાં ખાતર પાડી તેમા પેઠા. બીજા બધા ચોરો તો પોતાનું કામ કરવા લાગ્યા; જે નગદી હાથમાં આવી તે તેઓ બાધવા લાગ્યા પણ આ મુરખાભાઈ તો સહવારના ભુખ્યા હતા, તેથી વિચાર કરવા લાગ્યા કે કાંઈ ખાવાનું બાવાનુ હાથ લાગે તો આપણે તો સારી પેઠે ખાઇએ. પછી તે ખાખાંખોળા કરવા લાગ્યો. એટલામાં એક ભડારીયું તેને હાથ લાગ્યુ. તે ઉઘાડીને જુએ છે તો માંહે રોટલા ઢાંકેલા હતા. તે જોઈ બહુ ખુશી થવા લાગ્યો, પણ તે લુખા ગળે કેમ ઉતરે ? માટે તેણે વિચાર્યું કે જો કાંઈ ગોળ બોળ હાથમાં આવે તો ઠીક પડે. એવો મનસુબો કરીને તે વળી ખાંખાંખોળા કરવા લાગ્યો. એત્રામાં છાસનું વાસણ અને જુવારનો લોટ તેના હાથમા આવ્યા. તે જોઈ વિચાર કરવા લાગ્યો, કે આનુ ભડકું બનાવીએ. પછી તેણે પોતાની પાસે બીડી પીવાની ચકમક હતી તે વતી દેવતા પાડ્યો, અને ચુલો સળગાવ્યો. આણીગમ પેલા ચારો તો પોતપોતાનુ કામ કરવા મડી ગયા છે, પણ મુરખાભાઇએ તો આવુ આચરણ કરવા માંડ્યું !

હવે ભડકુ અડધુક ઉકળ્યુ, એટલામાં ડોશી પાસેની જ પડશાળમાં સુતી હતી તેણે આળસ મરડ્યુ, અને ઊંઘમાં કાંઈ લવારો કર્યો. તે સાંભળો મુરખો બોલ્યો કે, "હજી તો વાર છે, હજુ બરાબર ઉકળ્યુ નથી. માટે જરા ધીરજ રાખ." વળી થોડીકવાર થઈ એટલે વળી ડોશીએ આગળની પેઠે જ આળસ મરડ્યુ, અને લવારો કરવા લાગી. એ જોઈ મુરખાને રીસ ચડી, અને બડબડવા લાગ્યો કે, "રાંડને રાધતાં રાધતામા પણ ઉતાવળ આવે છે પછી ગુસ્સામાં ને ગુસ્સામાં કડછી ભરીને ઉનુ ઉનુ સડસડતુ ભડકુ તે ડોશીના હાથમાં રેડ્યુ, અને બોલ્યો કે, "લે રાડ લે," એથી ડોશી તો દાઝી, અને હાંફ્લી ફાંફ્લી ઉઠી, અને બુમો પાડવા લાગી કે, "આવોરે, આવોરે, મારા ઘરમા તો ચોર પેઠા છે." એવી બુમો સાંભળી પાડપડોશી દોડી આવ્યા ડોશીએ બારણુ ઉઘાડ્યુ. લોકો ઘરમા આવ્યા. મુરખાભાઈ તો લાગલા જ માળપર ચડી ગયા, અને ઉપર જઈ સુખેથી બેઠા

**ઉપરવાળો જાણે.** ડોશીના હાથપર ભડકુ રેડેલુ તે નરક જેવુ દેખાતુ હતુ, તે જોઈ લોકો ડોશીને પૂછવા લાગ્યા કે, "આ હાથપર નરક ક્યાંથી આવ્યુ ડોશી બોલી કે ભાઇઓ, "ઉપરવાળો જાણે, હુ શુ જાણુ!" "ઉપરવાળો જાણે" એ બોલ સાભળી મુરખો બોલી ઉઠ્યો કે, "રાડ લુચ્ચી, ઉપરવાળો તારો બાપબાપ લાગે છે કે મારુ નામ દે છે? પેલા તારા સગલાઓ જેની ગાસડીઓ બાધે છે તે, તેને તો કાંઈ કહેવાતું નથી, અને રાડ મને કહે છે." આ સાંભળી પેલા ચોરો તો નાહાસી ગયા, પણ મુરખાભાઈ પકડાઈ ગયા.

લોકોએ તેને ખુબ મારવા માડ્યો ત્યારે મુરખો બોલ્યો કે, "મારી પાસે એણે ભડકુ માગ્યુ તેથી મેં એના હાથમા રેડ્યુ" એમા મારો શો વાંક છે કે મને અમથા મારો છો? આવુ ગાડું ઘેલુ બોલતો જોઈ લોકોએ વિચાર્યુ કે આ તો કોઈ મુરખ માણસ છે. તે ફકત ખાધાની લાલચથી ઘરમા પેઠો છે. માટે એને એમ નકામો મારવો ન જોઇએ. એ રીતે દયા લાવી તેઓએ તેને છોડી દીધો.

**હિમ્મતવાળો.** મુરખો બહાર આવી જુએ છે તો પોતાના સોબતીઓ મળે નહીં, તેથી તેને શોધવાને સારુ આવેલે જ રસ્તે તે પાછો ચાલ્યો. મનમાં કહેતો જાય છે કે, પેલા સાળા બાયલાઓ તો નહાસી ગયા! માટે હુ ખરો કે, તેઓને સારી પેઠ ઠપકો દઉં, એમ મનસુબો કરતો થોડેક ગયો, એટલે એક ઝાડ તળે પેલા ચોરોને બેઠેલા દીઠા. તેઓ પણ એની વાટ જોતા હતા કે એ પાછો આવે છે કે પકડાઈ જાય છે? એટલામાં તો તેને આવતો જોયો. પાસે આવ્યો એટલે તેઓ બોલ્યા

કે, "મેર બેવકુફ, અમો પણ પકડાઈ જઈએ એવો ઉપાય કર્યો કે?" મુરખો બોલ્યો કે, "જાઓ જાઓ સાળાઓ, તમો તો છેક નામરદ છો. એમ નહાસી શું ગયા? જુઓ હું કેવો છૂટી આવ્યો? જો તમો નહાસત નહી તો પેલુ દ્રવ્યએ લાવત અને વળી તમને છોડી પણ દેત. હું એવો ઉપાય કરત કે તમને છોડી જ મેલત. પણ તમે નહાસી ગયા ત્યારે હુ શું કરુ?"

ચોરોએ ઉત્તર વાળ્યો કે, "ભાઈ, અમે તો ગાંસડી બાધી હતી તેથી અમને તો છોડત જ નહીં. તને તો ગાંડાઘેલો જાણી છોડી દીધો" મુરખો બોલ્યો કે, 'ગાંડા તો તમો જણાઓ છો કે, બાંધેલી ગાંસડી મૂકીને નહાસી આવ્યા. મારી

અક્કલવાળા નવાબ.

બહેન તો રોજ ધોળે દહાડે નેરતીની દુકાનેથી જુવાર, દાળ, ચોખા વગેરેની ગાસડીઓ બાંધીને લાવતી હતી, તેને તો કોઇએ પકડતુ નહોતુ" ચોરેએ કહ્યુ કે, "તે તો પૈસા આપીને લાવતી હશે. નહીં તો વળી ધોળે દહાડે લવાય પણ ખરુ?" મુરખો બોલ્યો કે, "અરે રાતે પણ તેલ, દીવેલ, ઘી વગેરે ઘણુએ લાવતી." ચોરોએ કહ્યુ કે, "તે હશે, પણ તે કાંઈ વગર પૈસે, ને વગર કહે લાવતી હતી?" મુરખાએ કહ્યુ કે, "હા, રોજ વગર પૈસે લાવતી હતી. ફકત મહિનામા એક જ દહાડો પૈસા આપતી હ તી" ચોરો હસીને બોલ્યા કે, "મુરખા, તને કાંઈ જ અક્કલ નથી. ચોરી કરીને લાવવુ ને શુ? એ વાતની તને ગમ જ નથી, માટે સમજ્યા વગર નકામી માથાકુટ ન કર. એ વાત ઘણી ઊંડી છે." મુરખે કહ્યું કે, "હોવે, મારા ઘરમા એક કોઠી હતી તે એટલી ઉંડી હતી કે તેમા મારુ આખુ શરીર ઢંકાઈ જતું, તેવી તો કાંઈ વાત ઊંડી નથી." આ વાત સાંભળી ચોરો તો ખીજવાઈ ગયા ને કહ્યુ કે, "જાજા બેવકુફ, તને જરા પણ સમજણ નથી. માટે અમારી જોડે તારુ કામ નહીં. તુ તારે મારગે ચાલ્યો જા. તું તો કોઈ દહાડો અમારો જીવ લેવડાવે." આ સાંભળી મુરખો કાલાવાલા કરવા લાગ્યો કે, "ના ભાઈ સાહેબો, તમે મને કહાડી ન મહેલો. હુ ભુખે મરી જઈશ! મારીપર એટલી દયા કરો, ને મને તમારી જોડે રાખો. તમે જેમ કહેશો તેમ જ હુ કરીશ."

મુરખાનાં આવા દયામણાં વચન સાંભળી એક ચોરને તેની બહુ દયા આવી, તેથી તે બોલ્યો કે, "ભાઇઓ, આપણે એને સાથે રાખો. એ મજુરને ઠેકાણે કામ આવશે. એ સાંભળી મુરખો હરખાતો હરખાતો બોલી ઉઠ્યો કે, "હા યાર, મને મજુરી કરતાં તો સારી રીતે આવડે છે.

એક દહાડો મેં મધનો ધાડવો ઉપાડ્યો હતો, તે મુજબ તમારા રૂપીઆ વગેરે જે કાંઈ ચોરીનો માલ હશે તે હુ ઉપાડીશ. તમારી મરજીમાં આવે તે મને આપજો.

મુરખાના બહુ કાલાવાલા સાંભળીને ચોરોને તેની દયા આવવાથી કહ્યુ કે "ત્યારે ચાલ, પણ જોજે હો, જેમ અમે કહીએ તેમ તારે કરવુ પડશે" મુરખાએ તેમ કરવાને કબુલ કર્યું. પછી તેઓ ત્યાંથી સાંજને વખતે ઉઠ્યા, અને પાસેના એક ગામમા ગયા તે ગામમા એક ભરવાડ રહેતો હતો, તે ઘેટાનો વેપાર કરતો હતો તેને ત્યાથી ઘેટા ચોરવાનો તેઓએ મનસુબો કર્યો. પણ તે ભરવાડ જાગે છે કે ઉંઘે છે, તેની ભાળ કહાડવાને મુરખાને જવાને કહ્યુ કે, "તે ભરવાડના વાડા પાછળ જા, અને કાન લગાવીને જો કે તે ભરવાડ જાગે છે કે ઉંઘે છે?" મુરખાએ કહ્યુ કે, "કાન લગાવીને પાછો આવુ?" ચોરોએ કહ્યુ કે, "હા, લગાવીને પાછો આવજે." એ સાંભળી મુરખો તે ભરવાડના ઘર પાસે ગયો, અને પોતાનો એક કાન કાપીને વાડે ભેરવી આવ્યો અને કહ્યુ કે, "હુ કાન લગાવી આવ્યો" ચોરોએ પૂછ્યુ કે, "તે ભરવાડ જાગે છે કે ઉંઘે છે?" મુરખાએ કહ્યુ કે, "તે તો કાંઈ મને માલમ પડ્યુ નહીં' ત્યારે ચોરોએ કહ્યુ કે, 'જા ફરીથી કાન દઈ આવ." પછી મુરખો પાછો ગયો, અને આગળની પેઠે બીજો કાન કાપીને વાડે ભેરવી આવ્યો, અને કહ્યુ કે, "હુ ફરીને કાન દઈ આવ્યો." ચોરોએ કહ્યુ કે, "ભરવાડ ઉંઘે છે કે જાગે છે?" મુરખાએ કહ્યુ કે, "તે તો જાગે છે."

**કાન લગાવીને આવ.**

થોડીવારે વળી ત્રીજી વખત મુરખને કહ્યુ કે, "અલ્યા જા તો ફરીને કાન દઈ આવ." મુરખો ખીજવાઈને બોલ્યો કે, "હવે હુ શી રીતે કાન દઈ આવુ? મારી પાસે બે કાન હતા તે તો દઈ આવ્યો. હવે કાંઈ ત્રીજો છે કે તે દઈ આવું?" ચોરોએ પૂછ્યુ કે, "વળી બે ને ત્રણ કાન કેવા? તને અમે જે કહ્યુ તેમા તુ કાંઈ સમજ્યો કે નહી?" મુરખો બોલ્યો કે, "નથી કેમ સમજ્યો? જુઓની મારા બને કાન દઈ આવ્યો છુ કે નહી?" ચોરોએ જોયુ તો ખરે, બને કાન કાપી નાખેલા દીઠા. તે જોઈ તેઓ બહુ જ હસ્યા, અને મુરખાની અક્કલના વખાણ કરવા લાગ્યા. પછી તેઓ માંહેના એક ચોરને કાન દેવા મોકલ્યો, તે ત્યા જઇને જોઈ આવ્યો, અને પેલા ચોરને કહ્યુ કે, "હવે આપણે ઉતાવળ કરો, કેમકે તે ભરવાડ ભર ઉંઘમાં સુતેલો જણાય છે. પહેલી ઊંઘ છે તેથી તેને કાંઈ જ ખબર પડશે નહીં, માટે ઉતાવળ

**કહીએ તેમ કરવું.**

કરો." એ સાંભળી સઘળા ચોરો ઉઠયા. તે જોઈ મુરખો પણ જોડે ઉઠયો. તેને ચોરોએ કહ્યું કે, "તારામાં જરા પણ અક્કલ નથી, માટે તારે જેમ અમો કરીએ તેમ જ કરવુ. પણ વચમા અમથો વલવલાટ કરીશ નહીં, નહીં તો પેલી ડોશીની મીશાલ ભરવાડ પણ જાગી ઉઠશે " મુરખાએ કહ્યુ કે, "તમો જેમ કરશો તેમ જ હું પણ કરીશ. તમો જરા મારી તરફની ફીકર રાખશો જ નહી." પછી તેઓ સઘળા પેલા ભરવાડના ઘર આગળ આવ્યા. ત્યા આવી બધા ચોરો માહે પેઠા, પણ મુરખાને તો બહાર જ રાખ્યો, ને જતી વખત કહ્યુ કે, "આપણે છાનામાના ચુપચુપ કામ કરવુ છે, માટે તુ મોઢેથી જરા પણ બોલીશ નહી." મુરખાએ કહ્યુ કે, "હુ જરા પણ બોલુ જ નહી કેની?"

**ઘેટાની ચોરી.**

પેલા ચોરો વાડામાં ગયા, અને એક સારું જબરુ જોઇને ઘેટુ ઊંચકયુ, અને વાડની બહાર જેણીગમ પેલો મુરખો ઉભો હતો તેણીગમ નાખ્યુ એટલે મુરખાએ તેને ઊંચકીને પાછુ વાડામાં નાખ્યુ તે જોઇને ચોરોએ ધાર્યું કે, એને ઘેટાની કીમત હશે, તેથી એ એને પસદ નહી પડયુ હોય, માટે પાછુ નાખ્યું હશે, તેથી તેઓએ વળી બીજુ સારુ જોઈને નાખ્યુ પણ મુરખાએ તે પણ વળી આગળની પેઠે જ પાછુ માહે નાખ્યુ, તેથી ચોરોએ વળી ત્રીજુ સારુ જોઇને નાખ્યુ, તે પણ મુરખાએ માહે ફેંકી દીધુ. એ રીતે ઘેટાંની ફેકાફેંકથી ઘેટા બરાડી ઉઠયા. તે ગડબડથી પેલો ભરવાડ જાગ્યો, અને હોકારો કરતો વાડામા આવ્યો, એટલે પેલા ચોરો તો વાડ કુદીને બહાર આવ્યા. એટલે મુરખો વાડ કુદીને માહે વાડામા કુદી પડ્યો. કેમકે જેમ પેલા ચોરો કરે તેમ કરવાને એ બધાએલો હતો. તેથી તે માંહે કુદી પડ્યો, એટલે પેલા ભરવાડે તેને પકડયો. પેલા ચોરો તો ત્યાંથી પલાયન કરી ગયા, પણ મુરખાભાઈ તો પાછા સપડાઈ ગયા. પેલા ચોરો બહુ છેટે નીકળી ગયા, એટલે સવાર થઈ. તેથી તેઓ ઝાડ તળે બેઠા અને પાસે ખાવાનુ હતુ તે ખાધુ, પછી ત્યાં કુવો હતો તેમાથી પાણી કહાડી લાવીને પીધુ. પછી બધાઓએ વિચાર કર્યો કે આપણી સઘળી બાજી મુરખાએ બગાડી, માટે હવે આપણે તેને જોડે રાખવો નહી. પેલી ડોશીને ત્યાં ગયા હતા ત્યાં પણ એણે જ તીખળ કીધુ, તેથી ત્યાંથી પણ નાહાસવુ પડયુ, અને ગઈ રાત્રે પણ વળી એવુ જ તીખળ કીધુ, માટે એવા બેવકુફને સાથે રાખવો જ નહી. એ કેવો બેવકુફ કે પોતાના બંને કાન પણ કાપી નાંખ્યા! એમ વાતો કરતા કરતા ઉજાગરાને લીધે તેઓ સઘળા ઉંઘી ગયા.

**મુરખાના રોટલા માખણ.**

આણીગમ મુરખાને તો પેલા ભરવાડે ખુબ મારવા માંડ્યો-બે ત્રણ લપડાક ચોહોડી કહાડી. ત્યારે મુરખો બોલ્યો કે, "ભાઈ, તારે મારવો હોય તો સુખેથી માર, પણ મારા ગાલમા ન માર. કેમકે મેં મારા બંનો કાન કાપીને તારી વાડે વળગાડેલા છે, તેથી મને કાન આગળ દુખે છે, માટે ત્યા ન માર, પણ મારવો હોય તો વાંસામાં માર." આ સાભળી ભરવાડે તેના કાન તપાસીને જોયા, તો ખરે જ તરતના કાપી નાખેલા દીઠા, ને લોહીથી શરીર પણ ખરડેલુ જણાયું, તેથી તેણે મુરખાને ગાડો જાણીને મૂકી દીધો, પણ જતી વખતે મુરખાએ તેના કાલાવાલા કીના કે, "હુ બહુ ભુખ્યો છુ, માટે મને કાંઈ ખાવાનું આપ" ભરવાડને તેની દયા આવવાથી તેને રોટલા અને માખણ આપ્યુ તે લઇને મુરખાએ ચાલવા માંડ્યુ, એટલે તો સવાર થઈ મુરખો ભોગજોગે પેલા ચોરો ગયા હતા તે જ રસ્તે આવ્યો તે પેલા ચોરો જ્યા સુતા હતા ત્યા જ આવી લાગ્યો, અને તેઓને બુમો પાડવા લાગ્યો કે, "મેર મુરખાઓ, ઉંઘો છો શુ? ઉઠો, હુ આ રોટલા ને માખણ પેલા ભરવાડ પાસેથી લાવ્યો છુ. તે ખાઓ" મુરખાની બુમોથી ચોરો જાગી ઉઠ્યા અને તેને જોઇને અચંબો પામવા લાગ્યા કે, આ શી રીતે છુટીને આવ્યો! અને વળી રોટલા અને માખણ પણ શી રીતે લાવ્યો. મુરખાએ બનેલી સઘળી વાત માંડીને તેઓની આગળ કહી. તે સાભળીને તેઓ એક બીજાના સામુ જોઈ હસવા લાગ્યા પછી તે સઘળાઓએ મળીને પેલા રોટલા ને માખણ ખાધા.

**મુરખો ને બળદ**

મુરખાના રોટલા ને માખણ ખાધાથી તે ચોરો શરમાઈ ગયા. તેને પોતાની જોડે નહી લઈ જવાનો સઘળાએ મનસુબો કર્યો હતો પણ તે ત્યા જ રહ્યો વળી રાત પડી એટલે તેઓ સઘળા ઉઠ્યા, અને બીજે ગામ ગયા. ત્યાં એક પટેલના વાડામાથી એક સારો આશરે રૂ. ૨૦૦)ની કીમતનો મોટો બળદ ચોરી લાવ્યા. તેને લઇને રાતમા ને રાતમાં લાબો રસ્તો કાપ્યો આશરે દશ બાર ગાઉ નીકળી ગયા, એટલે તો મળશકું થયુ, તેથી તેઓ તે ગામને પાદરે એક વડ તળે બેઠા. આસરે ચારેક ઘડી દીવસ ચઢ્યો, એટલે પેલા ચોરોએ વિચાર કર્યો કે, આપણે બે ત્રણ દીવસ થયા કાચું કોરુ ખાઇને દહાડા કહાડીએ છીએ,, માટે આજે તો આપણે આ ઠેકાણે ખીચડી રાંધીને ખાઇએ. આપણે

આટલા દૂર આવ્યા છીએ, તેથી હવે કોઇનો ભય નથી માટે આપણાં-માંના બે જણ સીધું લેવા જાઓ, એક લાકડાં વીણી લાવો, અને એક જણ પાણી લાવો. આ બળદ છે તે મુરખાને સોંપીને જઈએ. એ સાચવશે.

**આપણી વાત કહેતો નહિ?**

પછી તેઓ મુરખાને બળદ સોંપીને જતી વખતે બોલ્યા કે, "જો કોઈ તને પૂછે કે આ બળદ કયાંથી લાવ્યો? તો તું તેને આપણી વાત કહી ન દેતો." ત્યારે મુરખાએ કહ્યું કે, "કોઈ પુછશે તો હુ તેને એમાંનુ કાંઈ કહેવાનો નહીં કેની." પછી પેલા ચોરો ઉપર મુજબ પોતપોતાને કામે ગયા. એટલામાં તે ગામનો પોલીસ પટેલ પાદરે દિશા ફરવા આવ્યો. તેણે પેલો જબરો બળદ જોઈ પેલા મુરખાને પૂછ્યું કે, "અલ્યા બળદ વેચવાનો છેરે?" મુરખાએ તેનો કાંઈ જવાબ દીધો નહી, તેથી પટેલના દિલમાં વહેમ આવ્યો. તેથી તેણે વધારે પૂછપરછ કરવા માંડી, પણ પેલો મુરખો તો બોલે જ શાનો? તેપરથી પોલીસપટેલે જાણ્યુ કે, નક્કી એ ચોરીને જ લાવ્યો હશે, તેથી તેણે લાગલો હવાલદારને બોલાવ્યો, અને પેલા મુરખાને બળદ સુધા ચબુતરે લઈ ગયા, અને ત્યા બેસાડ્યો. એટલામા પેલા બે ચોરો સીધુ લઇને ત્યા આગળથી જતા હતા, તેઓએ પેલા મુરખાને ચબુતરામાં જોયાથી તેઓ જરા બીધા, કે આ મુરખાએ આપણુ પોકળ ઉઘાડું કર્યું કેશુ! પણ તેઓ બહુ જ બંધા હતા, અને મુરખાભાઈ તો મુરખા જ, એટલે તે તરફથી પણ ધીરજ હતી કે એના બોલવાપર કોઇને ભરોશો પડશે નહી, તેથી તેઓ તે ચબુતરા આગળ આવ્યા, અને પટેલને કહેવા લાગ્યા કે, "અમારા આ માણસને તમે કેમ અહી પકડી લાવ્યા છો?" પટેલે કહ્યુ કે, "અમને શક છે તેપરથી એને લાવ્યા છીએ. અમે એને પુછ્યુ કે તુ આ બળદ કયાથી લાવ્યો છે? શુ એ વેચવાનો છે? તોપણ એણે જવાબ કાંઇ જ ન દીધો, તેથી અમે નક્કી જાણ્યું કે, એ કોઈ ઠેકાણેથી જરૂર ચોરી લાવેલો છે."

પટેલનુ ઉપલુ ભાષણ સાંભળીને તે ચોરો માંહેનો એક બોલ્યો કે, "જાઓ મારા સાહેબ, તમને એટલી પણ અક્કલ નથી! એના બંનો કાન કયાં છે તે જુઓની? એ તો છેક બહેરો ઠુંઠ છે, તે એ સાંભળ્યા વગર શી રીતે જવાબ દે?" પટેલને આ કારણ વાજબી લાગવાથી તુરત તેને છોડી દીધો. પછી તેઓ મુરખાને તથા બળદને લઇને પાછા પેલા વડ આગળ આવ્યા, એટલે પેલા બીજા બે પણ બળતણ અને પાણી લઇને આવ્યા.

પેલા બળદને તથા મુરખાને લઇને પેલા બે ચોરોને આવતાં જોઈ પેલાઓએ પૂછ્યુ કે, "તમો એઓને લઇને કેમ ગામમાં ગયા હતા?" તેઓએ તેનો ખુલાસો કીધો, તે સાંભળી પેલાઓએ કહ્યુ કે, "હવે આપણે આ ઠેકાણે જરા પણ બેસવુ નહી, કારણ કે જો પટેલ મુરખાની વધારે ચકચાર કરશે તો આપણે ખોટા પડીશુ ને પકડાઈ જઇશુ, માટે ચાલો આગળ વળી કોઈ બીજે ઠેકાણે રસોઈ કરીશુ." પછી તેઓ ત્યાથી ઉપડ્યા. તે છેક બે ત્રણ ગાઉ આવ્યા; ત્યાં એક નદી કિનારા ઉપર મુકામ કર્યો. પછી પેલી ખીચડી લાવ્યા હતા તે રાંધી. અને સઘળાઓએ મળીને ખાધી આખી રાત તેઓએ ત્યાં જ મુકામ કીધો.

**મુગો બેસી ન રહેતો**

સહવારનો પહોર થયો એટલે તેઓ સઘળા ઉઠ્યા. મો બા ધોઇને પેલા ચોરો જગલ જવાના બહુ થયા હતા, તેથી તેઓ સઘળા જ ગયા. જતી વખતે મુરખાને શિખામણ દોધી કે, "જોજે, વળી કાલની પેઠે સપડાઈ ન જતો, હમણા અમો દિશા ફરીને આવીએ છીએ. કોઇ પૂછે તો હુશીઆરીથી જવાબ દેજે, પણ મુગો મુગો બેસી ન રહેતો, તેમ આપણી ચોરીની વાત પણ કોઇને કહેતો નહી." મુરખાએ કહ્યુ કે, "કાંઈ ફીકર ન કરો, હવે તો હૂ ખબડદારીથી જવાબ દઇશ, તમો સુખેથી જાઓ." પછી તેઓ સઘળા ગયા.

થોડીવારે તે નદીપર પાસેના ગામનો ફોજદાર એક સિપાઈ સાથે ત્યા નાહવાને આવ્યો તેણે આ મોટો બળદ જોઈ મુરખાને પૂછ્યુ કે, "અલ્યા, આ બળદ તારો છે?" મુરખાએ જવાબ દીધો કે, "શુ મારો નથી તો તારો છે?" ફોજદારે પૂછ્યુ કે, "એ તુ ક્યાથી લાવ્યો છે?" શુ એ વેચવાનો છે? મુરખે કહ્યુ કે, "ગમે ત્યાથી લાવ્યા છીએ, તેમા તારે શુ? કાંઇ તારે ઘેરથી તો નથી ચોરી લાવ્યા?" આવુ અડબગી બોલવુ સાભળી ફોજદારે જાણ્યુ કે આ તો કોઈ મુરખ છે, પણ એનાથી એમ બોલાઇ ગયુ કે "કાંઈ તારે ઘેરથી તો નથી ચોરી લાવ્યા"? માટે બેશક એ કોઈ ઠેકાણેથી ચોરીને લાવ્યો છે, તેથી તેણે વધારે તજવીજ કરવા માડી એટલામા એક ચોર ઝાડે ફરીને ત્યા આવ્યો. તે પેલા ફોજદારને જોઇને મનમા કહેવા લાગ્યો કે વળી કાંઈ વરઘોડો વળેલો જણાય છે ખરો! પણ પાકો ચોર, તેથી જરા પણ ન બીહીતા ત્યા આવી ફોજદારને પૂછવા લાગ્યો કે, "સાહેબ, શુ છે!" ફોજદારે કહ્યુ કે, "આ બળદ ક્યાથી લાવ્યો છે? તેનો મને શક છે. કેમકે એ કાઇ પાંસરો જવાબ દેતો નથી, ને અડબગીની મીશાલ બોલે છે."

પેલા ચોરે કહ્યુ કે, "સાહેબ, જરા આમ આવો, હું એની ખરેખરી હકીકત છે તે તમને કહું." એમ કહી થોડેક દૂર લઈ ગયો, અને કહ્યુ કે, "એ છેક મુરખ છે, તેથી એને કાંઈ કામ ધંધો આવડતો નથી, તેથી એની બૈરી બીજા જોડે નાતરુ કરવાને નીકળી, પણ એની ફારગતી લીધા શિવાય તેમ થાય નહીં, માટે આ બળદ તેણીએ બીજા નાતરાના ધણીની પાસેથી અપાવીને એની ફારગતી લીધી, એવી એની હકીકત છે, તે ઘણી શરમ ભરેલી છે, તેથી એ બરાબર બોલતો નથી, ને વળી મૂળે જરા અડબગી પણ છે." આ ચોકઠાંબંધ વાત સાભળી ફોજદાર ભોળવાઈ ગયો, અને ત્યાથી ચાલતો થયો.

થોડી વારે પેલા સઘળા ચોરો ત્યાં આવી પહોંચ્યા. વળી બીજી વખત વીતેલી વાત સઘળી પેલા ચોરે માંડીને કહી, તેથી તેઓ સઘળા બીધા કે, હવે તો આપણે આ મુરખાનો ત્યાગ કરવો જોઇએ, નહી તો આટલી વાર તો બચ્યા પણ હવે કોઈ ઠેકાણે સપડાઈ જઇશુ. એવો વિચાર કરી તેઓએ મુરખાને પાચ રૂપીઆ આપીને પેલા પાસેના શહેરમાં મીઠાઈ લેવા મોકલ્યો, અને તેઓ સઘળા ચાલતા થયા.

થોડીવારમા મુરખો સુખડી લઇને પાછો આવ્યો, અને જુવે છે તો પેલા ચોરો ત્યા મળે નહી, તેથી તે ઘણો જ દલગીર થયો અને પોતાના મન સાથે વિચાર કરવા લાગ્યો કે, એ લોકો મને મૂકીને કોણ જાણે કયા ગયા હશે! હવે હુ એકલો પડ્યો, માટે મારે હવે કયાં જવુ? થોડીક વાર સૂધી તો તેણે એ રીતે મનસુબો કર્યો, પછી તેના મનમાં એવો વિચાર આવ્યો કે તે ચોરો મને મૂકીને ગયા તો તેની કાંઈ જ ચિતા નથી, હુ પણ હવે તો ચોરીનો ધંધો ઠીક શીખ્યો છુ, માટે આપણે પણ ચોરી કરવા જઇએ. શુ તે લોકોને જ આવડે છે ને મને નથી આવડતુ? શુ તે જ લોકોમા હુશીઆરી છે? જાંહા જાહાં ચોરી કરવા જતા હતા તહા તાહાથી બીહીને નહાશી તો આવતા હતા. તેઓમા બીલકુલ હિમત જ કયા છે? હુ કેવો ખબડદાર કે સઘળે ઠેકાણે પકડાતો હતો તો પણ પાછો છૂટી આવતો હતો? માટે તેના કરતા આપણે ઘણુા બહાદુર છીએ, તેથી આપણે એકલાએ જ ચોરી કરવાને નીકળી પડવુ.

એવો વિચાર કરી મુરખાભાઈ ત્યાંથી ચાલ્યા. પાચ સાત ગાઉ ગયા એટલે ભુખ્યા થયા. તેથી પોતાની પાસેની સુખડી ખાધી, અને પાણી પીધુ. તડકો ઘણો થઈ ગયો હતો, તેથી ખાઇને ઝાડ તળે થોડીવાર આરામ લીધો, પછી પાછો થંડે પહોરે ઉઠ્યો અને ચાલવા માંડ્યુ.

ભંગીઆને ઘેર ચોરી.

ચાલતા ચાલતા સાંજ પડી. એવામાં એક ગામ આવ્યુ, પણ તેમા પેઠો નહી, પણ પાદરપર એક આમલીનુ ઝાડ હતુ તેપર ચઢીને બેઠો. પાછલી ગત થઈ એટલે આમલી-પરથી ઉતર્યો, અને ગામમાં પેઠો. પેસતાં જ એક છાપરુ ગામને છેવાડે હતુ, તેમાં જ ચોરી કરવાનો ઠરાવ કર્યો એ છાપરુ ભગી-આનું હતું, તેથી બારણા કાંઈ મજબૂત નહોતાં, માટે તે ઉતારીને માહે પેઠો, પછી સઘળે ફાંફા મારવા લાગ્યો, પણ કાંઈ હાથમાં આવ્યુ નહીં. કેમકે ભગીઆનુ ઘર, એટલે માંહે હોય પણ શુ? વળી દીવો પણ નહોતો કે કાંઈ પણ હાથ લાગે.

થોડીવાર આમ તેમ ફાફા માર્યા પણ કાંઈ વળ્યુ નહીં, તેથી મુરખો તો નિરાશ થઈ ગયો, પણ ફરીને ફાફા મારતાં અંતે ટાંગેલુ રણશીંગડું હતું તે તેના હાથમાં આવ્યુ. તે જોઈ મુરખો તો ખુશી થયો, કે, વાહવા ઠીક મજા પડી. આ રણશીગડું આપણા હાથમા આવ્યુ છે તેથી આપણે કોઈ રાજાને ત્યા નોકર રહીશુ, અને રાતે રોનમા ફરીશુ, તો પાંચ સાત રૂપીઆનો દરમાયો મળશે, તેથી આપણુ ગુજરાન સારી રીતે ચાલશે પણ તેના મનમા વળી એમ આવ્યુ કે આ રણશીગડું વાગતુ હશે કે નહી? કદાચ બગડેલું તો નહી હોય? તે આપણે તપાસવુ જોઈએ.

પછી મુરખાએ પેલુ રણશીગડુ ધૂ, ધૂ, ધૂ, ધૂ, કરીને ફુકયુ. તેથી તે ભગીઓ અને તેના ઘરના સઘળાં માણસો જાગી ઉઠયા, અને મુર-ખાને પકડ્યો, અને ખૂબ માર માર્યો. પછી એક જણે દીવો કર્યો, અને તેનુ મોં જોવા લાગ્યા કે એ કોણ છે? કોઈ ગાંડો માણસ તો નથી? કેમકે ત્યારવગર રાતની વખતે ચોરની માફક પારકા ઘરમા પેશીને આવુ ધાધલ કરે નહીં પછી તેનુ મોડું જોયુ તો કોઈ અજાણ્યો માણસ જણાયો. પછી તેને પૂછ્યુ કે, "અલ્યા તુ કોણ છે? રાતને વખતે મારા ઘરમાં પેશીને આવુ ધાધલ કેમ કીધુ?" મુરખાએ કહ્યુ કે, "હુ તો ચોર છુ. મારે ખાવાને જોઈએ તે શુ હુ ચોરી નહી કરું?" આવું સાભળી પેલા ભગીઆએ જાણ્યુ કે આ કોઈ ગાડા જેવો લાગે છે, માટે એને માર્યા પછીએ શુ? અને સરકારમાં લઈ જવાથી પણ શુ ફાયદો થશે? બિચારો નકામો બે ચાર મહીનાની ટેપ ખાઈ બેસશે, માટે એને જવા જ દેવો. પછી તેને હાથ પકડીને ઘરમાથી કહાડી મૂકયો, અને તે વખતે કહ્યું કે, "જો અવાર પછી ઘરમાં પેઠો તો ખૂબ માર ખાશે, ને સરકારમા પણ પકડાવીશ, માટે હવે કોઈ દહાડો આણીગમ આવતો નહીં.

મુરખાને તો એ રીતે ઘરમાંથી હાંકી કહાડ્યો. રાત અંધારી હતી તેથી કાંઈ સૂઝે નહી કે ક્યાં જવુ. થોડી વાર સૂધી તો ગામ બહાર આવીને ઉભો થઈ રહ્યો. પછી તેણે વિચાર કર્યો કે આખી રાતનો ઉજાગરો છે, માટે લાવની થોડી-વાર કોઈ ઠેકાણે સુઈ લઈએ. પછી તે એક વડ તળે ગયો, અને ત્યા જઈ જેવો સુવા જાય છે, તેવો જ ત્યાં એક ભોંય સરસો કુવો હતો તેમાં પડ્યો, પણ સારા ભાગ્યે તેમાં વડની મૂળીઓ લટકતી હતી તેમાંની એક હાથમા આવી ગઈ, તેથી તે ઝાલીને લટકી રહ્યો; નહી તો બૂડી જ મરત.

**મુરખો કુવામાં.**

એમ કરતા સવાર થઈ, પણ મુરખાએ માંહેથી એક બુમ પાડી નહી કે કોઈ સાભળીને તેને કહાડે છેક મધ્યાહ્ન થયા ત્યારે એક માર-વાડી કાંઈ માલ વોહોરવાને પરદેશ જતો હતો, તેને તરસ તથા થાક લાગ-વાથી તે વડ તળે આવ્યો. ત્યા પોટલી ખાંધેથી ઉતારી, અને વડ તળે મૂકી. પછી દોરી લોટો કહાડીને પેલા કુવામાંથી પાણી કહાડવા સારુ માહે લોટો મૂક્યો. તે પેલા મુરખાએ દીઠો. તેવો જ તેણે તે હાથમા પકડી લીધો. એક હાથે પેલી વડની મૂળી પકડી, અને બીજે હાથે પેલો લોટો પકડ્યો અને તાણવા લાગ્યો. તે તાણુ જોઈને મારવાડી તો વિચારમા પડ્યો કે આ શુ કૌતુક છે? આ લોટાને કોણ તાણે છે! પછી તેણે બરા-બર તપાસ કરવા સારુ લોટો પાછો ખેંચી જોયો, પણ મુરખાએ જોરથી પકડેલો તે મૂકયો જ નહી, ને ઉલટો ખેંચવા લાગ્યો.

એ રીતે તાણુતો જોઈ મારવાડી તો બીધો, કે ખરે જ આમાં તો ભૂત છે! હવે મારી શી વલે થશે! મને તો ખાઈ જશે કે શું! એવી હેબક તેને લાગવાથી લાગલો જ તે મુર્છાગત થઈ ગયો. હાથમા દોરી રહી ગઈ, અને તે લાગલો ભોંયપર ઢળી પડ્યો, અને બે ગોઠીમડાં ખાધાં. તેથી પેલી દોરી તેના શરીરે વીંટળાઈ ગઈ, પેલી ગમથી મુરખાએ તે દોરી તાણવા માંડી પણ પેલો સાડાત્રણ મણનો માણસ તે દોરીએ વીટળાએલો, તે કાંઈ એક હાથે ખેંચાય? પછી મુરખાએ બે હાથે તે દોરી ઝાલી, અને તે વડે ઉપર ચડી આવ્યો, અને જુવે છે તો પેલો માણસ બેભાન થઈને પડેલો તેણે દીઠો, તેથી મુરખો પણ બીધો કે આ શું તોફાન છે! વળી આ માણસ તે કેવો પડ્યો છે! એ કાંઈ હાલતો ચાલતો નથી તેથી એને કોઈ મારી નાંખીને તો અહીંઆં નહીં લાખી ગયું હોય! જો એમ હશે તો આપણે માથે આવશે, માટે આપણે તો અહીંઆં બેસવુ જ નહી.

**કુવામાં ભૂત.**

એ મુજબ વિચાર કરીને મુરખાએ તો ત્યાથી ચાલવા માંડ્યુ. પણ એવામાં તે વડતળે પેલી મારવાડીની મૂકેલી પોટલી દીઠી તે તેણે જોઈ તો માહે રૂપીઆનુ પોટલુ દીઠુ. તેમાં બારસો રૂપીઆ હતા, અને માંહે ખાવાનું પણ હતું તે સઘળુ લઇને મુરખો તો પોબારા ગણી ગયો થોડી-વારે પેલા મારવાડીને સૂધ આવી, તેથી તે ઉઠ્યો, અને બીકનો માર્યો પેલી દોરી છૂટી કરીને ત્યા જ પડતી મકી, અને પેલી ગાસડી સભાળવા ગયો. તો ત્યા કાંઈ જ મળે નહી! કોઈ લઇને જતો રહ્યો! એવુ જોઇને તે બિચારો નિરાશ થઈ ગયો! અને પાછો પોતાના ગામભણી ચાલ્યો સાજ પડતામા તે ઘેર આવ્યો, પણ તેને ખાવાનુ કે પીવાનુ કાંઈ જ ગમ્યુ નહી! તેથી તે ભુખ્યો ને ભુખ્યો સુઈ ગયો, પણ પેલા બારસો રૂપી-આની મોટી રકમ ખોયલી, તેની ચિંતામા જરા પણ તેને ઉંઘ આવી નહિ, અને બહુ જ મનમા દુ ખી થવા લાગ્યો! એમ કરતા સવાર થઈ, એટલે તે પોતાના ગામના રાજા પાસે ગયો, અને સઘળી હકીકત તે રાજાને જાહેર કરી રાજા પણ એ બીના સાંભળી બહુ જ આશ્ચર્ય પામ્યો, અને તેણે સવારોને હુકમ કર્યો કે, "તમો જોઈ આવો કે તે કુવામા ભૂત છે? અને એની પોટલી કોણુ લઈ ગયુ, તેની પણ તપાસ કરતા આવજો. પછી તુરત જ બે સવારો પેલા મારવાડીને જોડે લઈ નીકળ્યા તે થોડી વારમા પેલા વડ તળે આવ્યા ત્યા આવી જુએ છે તો પેલી દોરી ને લોટો પણ મળે નહી. તે પણ કોઈ લઇને ચાલતુ થયુ તેથી તે સવારોએ પોતાની પાઘડી ઉકેલીને તે કુવામાં મકી જોઈ, પણ માહે તો ભૂતે નથી ને કાઇએ નથી, કોઇએ પાઘડી ઝાલી નહી, તેથી તે પાછી કહાડી, અને માથે વીંટાળી દીધી પછી પેલી પોટલીની તપાસ કરવા સારુ આજુબાજુના ગામોમાં ફર્યા, પણ કાંઈ જ પત્તો હાથ લાગ્યો નહીં. તેથી તેઓ પાછા આવ્યા, અને રાજાને સઘળી હકીકત કહી, અને પોતપોતાને સ્થાને ગયા.

રૂપીઆનુ પોટલુ લઇને નાઠો તેવો મુરખો પોતાને ગામ આવ્યો ઘરનુ તાળુ ઉઘાડી, ઘર ઘણા દહાડાનુ અવાવરુ હતુ તેથી વાળી ઝાડી સાફ કરીને તથા બજારમાથી સીધુ પાણી લાવીને રસોઈ કરીને જમ્યો. એટલે રાત પડી, પેલા રૂપીઆની થેલી હતી તે ઠેકાણે મૂકીને સુતો. સવાર થતા તે ઉઠ્યો, અને દાતણ પાણી કરી, નાહાઈ ધોઈ, રસોઈ કરીને જમ્યો. પછી વિચારવા લાગ્યો કે, આપણને પરમેશ્વરે રૂપીઆ તો અચાનક આપ્યા, પણ હવે એથી કયો રોજગાર કરીએ, કે જેમા સારી પેઠે પૈસા મળે, અને આપણે પૈસાદાર થઈ જઇએ કે, જેથી હર-ઘડી ગામોગામ રવડવુ પડે છે તેમ કરવુ ન પડે?

સારીપેઠે વિચાર કરતાં તેના ધ્યાનમાં આવ્યું કે, મારા બનેવી જેમ મોંઘામાં મોંઘી ચીજ પરદેશથી મંગાવીને રોજગાર કરે છે, તેમ આપણે પણ કરીએ. પણ તે કયી જણસનો વેપાર કરીએ, કે જેમા પુષ્કળ પૈસા મળે? જો પરદેશનો વેપાર કરવા માડીએ તો વહાણ અને ગાડાં વગેરે જોઇએ. પણ તે બધુ કાંઈ આટલા રૂપીઆમાં વસાવી શકાય નહી, માટે આપણે તો અહીઆનો જ કાંઈ માલ ભરવો, અને તેનો રોજગાર કરવો. વળી માલ એવો ભરવો કે, જે ચોમાસામા બીલકુલ મળે નહીં તેવો. એવો મનસુબો કરીને પછી તે ધારવા લાગ્યો કે, એવો કયો માલ હાલમા મળે છે, કે જે ભરી મૂકવાથી ચોમાસામાં તેનો સારો ભાવ આવે? પછી ધારતા ધારતા તેની નજરમા આવ્યુ કે, હાલમા કેરીની મોસમ છે, માટે તે ખરીદીને ઓરડા ભરીએ, કેમકે ચોમાસ મા તે બીલકુલ મળતી નથી, તેવારે એનો ભાવ સારો આવશે, અને તેથી આપણે પુષ્કળ પૈસા મળશે.

**મુરખાનું અર્થશાસ્ત્ર**

પૈસા તો પ્રભુએ આપ્યા, પણ જાતે મુરખો, એટલે તેનો સારો ઉપયોગ કરતા બીલકુલ આવડ્યો નહીં તેણે પોતાના વિચાર મુજબ ફક્ત ૫૦ રૂપીઆ રાખીને બાકીના સઘળા રૂપીઆની કાચી કેરીઓ ખરીદી અને ઓરડા ભર્યા. પછી મજબૂત તાળાં લાવીને તે ઓરડે માર્યાં, એવા મનસુબાથી કે કેરીની મોસમ જતા સૂધી તેને ઉઘાડવા જ નહી, પણ મોસમ પૂરી થયા પછી ઉઘાડવા, અને સઘળી વેચી મારવી, એટલે ખુબ પૈસા મળશે.

એ રીતે કેરીની વખાર ભરી મુરખાભાઈ નીરાંતે બેઠા. પેલા પચાસ રૂપીઆ વટાવીને ખાવા લાગ્યો. આશરે બે માસ ગયા એટલે કેરીની મોસમ પૂરી થઈ, એટલે મુરખાએ જાણ્યું કે હવે આપણે તે સઘળી વેચી મારીએ. પછી તેણે ઓરડા ઉઘાડીને જોયા, તો સઘળી કેરીઓ બફાઇને કોહી ગઈ, અને તેમા મોટા મોટા કીડા પડ્યા, અને તેમાથી અતિશય દુર્ગંધ ઉઠી. એ જોઇને મુરખો ઉદાસ થઈ ગયો. શુ કરવુ તે સૂઝે નહીં. કેરીઓ કોહીને ઉકરડા થઈ ગયા તે જોઇને વિસ્મય થયો કે મેં તો કેરીઓ ભરી હતી અને આ બધો ઉકરડો કયાંથી આવ્યો! માટે એમા કાંઈ પણ કૌતુક છે. કોણ જાણે મારા પડોશીઓએ તો કાંઈ દગો નહીં કીધો હોય? પછી તે ઓરડામાં ધારીને જોવા લાગ્યો, તો કોળ અને ઊંદરો મોટા મોટા દરો પાડીને કેરીઓ ખાઈ ગએલા, અને તેના ગોટલા પાડોશીના ઘરમાં તાણી ગએલા.

**કેરીને બદલે ઉકરડો.**

તેપરથી તે પડાશીના ઘરમાં ગયો, અને તેઓને કહેવા લાગ્યો કે, "તમો ખરેખરા ચોર છો. મારી સઘળી કેરીઓ તમે ખાતર પાડીને ચોરી લીધી, અને ખાઈ ગયા. જુઓ આ તમારા ઘરમાંથી ગોટલાની નિશાની મળી આવે છે." એમ કહીને ગોટલા પડેલા બતાવ્યા.

પાડોશીઓ તો મુરખાને સારી પેઠ જાણતા હતા કે એ મુરખો છે, તેથી તેણે જવાબ દીધો કે, "જા અમે તો તારી સઘળી કેરીઓ ચોરીને ખાઈ ગયા, માટે તારાથી જે થાય તે કરી લે." આ સાંભળી મુરખો તો લાગલો તેને બારણે બેઠો, અને સારી પેઠ ગાળોનો વરસાદ વરસાવ્યો તેઓએ પહેલી તો ટાળ કરી, પણ જારે બારણે બેસીને નાલાયક ગાળો દેવા લાગ્યો, ત્યારે તેઓને બહુ ગુસ્સો ચઢ્યો, અને ઘરમાથી આવી એક લપડાક મારી અને એક ઠોંસો એવો માર્યો કે, ત્રણ ગોઠીમડા ખાઇને રસ્તામા જઈ પડ્યો ત્યા પડ્યો પડ્યો ખુબ ઘાંટો કહાડીને રડવા લાગ્યો. એવામા પોલીસનો સિપાઈ જતો હતો તેણે એને પૃછ્યુ કે, "અલ્યા, તુ માર્ગમા સુતો સુતો કેમ રડે છે?" મુરખાએ કહ્યુ કે, "મારા આ પાડોશીએ મારો સઘળો માલ ચોરી ખાધો અને વળી મને માર માર્યો અને રસ્તામા ગબડાવી મકયો, તેથી હુ રડુ છુ" સિપાઇએ કહ્યુ કે, "તે પાડોશીને બતાવ, આપણે તેને સરકારમા લઈ જઇએ. પછી મુરખો ઉઠયો, અને તે પાડોશીને બતાવ્યો. સિપાઇએ તે પાડોશીને જોડે લીધો અને દરબારમાં લઈ ગયા

પેલા પાડોશીનુ નામ ફતેશીગ હતું સિપાઇએ રાજા આગળ તેને ઉભો કર્યો, અને સઘળા સમાચાર કહ્યા. પછી રાજાએ મુરખાને પૂછ્યુ કે, તારી શી ફરીયાદ છે?" મુરખે કહ્યુ કે, "મેં વેપારને સારુ કેરીઓ ભરી હતી, તે સઘળી આ મારા પાડોશીએ પોતાના ઘરમાંથી ખાતર મકીને ચોરી લીધી, અને તેને બદલે ખાતરના મોટા મોટા ઢગલા વાળ્યા."

રાજા આ સાંભળીને બહુ જ આશ્ચર્ય પામવા લાગ્યો, અને મુરખાને કહ્યુ કે, "એ વાત મનાય તેવી નથી. કેમકે કેરીની મોસમ પૂરી થયાને આજ બે માસ થઈ ગયા. તો હવે તે હોય જ કયાથી? માટે તું લબાડ છે." મુરખે કહ્યુ કે, "ત્યારે ગમે તો ત્યાં આવીને જુવોને." એ સાંભળી રાજાએ એક કારકુનને મોકલી ખબર કહડાવી, તો સઘળી કેરીઓ કોહીને માહે કીડા પડેલા દીઠા, અને દુર્ગંધ પણ પુષ્કળ નીકળતી હતી. તે સમાચાર રાજા આગળ કારકુને આવીને કહ્યા. રાજા વિચારમાં પડ્યો કે, આ તે શી તરેહની ફરીઆદ! અને આ તે કેવી તરેહનો વેપારી કે જેણે કેરીની વખાર ભરીને આજદીન સૂધી રાખી મકી! પછી તેને યાદ આવ્યુ

કે, આ તો પેલો સખસ, જેણે સો કાંદા ખાધા હતા, સો ખાસડા ખાધાં હતાં, અને વળી સો રૂપીઆ પણ ભર્યાં હતા તે જ ! તેથી તે મુરખો છે, એવુ સાબીત થવાથી તેને કહાડી મૂકયો, તેથી વીલે મોઢે ઘેર આવ્યો.

ઘરમાં આવી વિચાર કરે છે કે, સાળો રાજા પણ લુચ્ચો દેખુ. પાડોશીએ મારી સઘળી કેરીઓ ચોરી લીધી, પણ તેને તો કાંઇએ કહ્યુ નહીં, ને મને કહાડી મૂકયો, માટે રાજાનો ઇનસાફ તો ઠીક છે કે, ચોર ચોરી કરે તેને સજા જ કરવી નહીં. માટે હવે ઠીક છે. આપણી પાસેના પૈસા તો સઘળા ખાલી થઈ ગયા, માટે આજ રાત્રે આ શહેરમા જ ચોરી કરવી અને જો કાંઈ હાથમા આવ્યુ તો ઠીક છે, ને જો પકડાઇશું તોપણ ચિંતા નથી, કેમકે ચોરને કાંઈ રાજા શિક્ષા કરતો નથી, પણ ઉલટો છોડી મૂકે છે.

રાજાના ઇનસાફનો ઈનસાફ

એ મુજબ ઠરાવ કરી મુરખો સુતો. મધરાત થઈ એટલે ઉઠ્યો, અને બારણે સાકળ ચડાવી ગામમા ચોરી કરવાને નીકળ્યો. તે ફરતો ફરતો ચકલાપર આવી લાગ્યો. ત્યા આગળ સિપાઇઓ ઉભા હતા, તેણે પૂછ્યુ કે, "અલ્યા તુ કોણ છે ? આટલી રાત્રે કયા જાય છે ?" મુરખે કહ્યુ કે, "કોણ છે તે વળી શુ ? માણસ છુ તે ચોરી કરવાને નીકળ્યો છુ." એ સાંભળી સિપાઈઓએ તેને પકડ્યો, અને આખી રાત ચોકીમા લઈ જઇને તેને ગોંધી મૂકયો. સહવાર થતાં જ તેને રાજા પાસે લઈ ગયા, અને રાત્ર બનેલા સર્વે સમાચાર જાહેર કર્યા. પણ રાજાએ મુરખાનુ માં જોતામાં જ કહ્યુ કે, "આ તો બીલકુલ મુર્ખ છે, એને શુ કરવા પકડી લાવ્યા ?" સિપાઇએ કહ્યુ કે, "સાહેબ, એણે કહ્યુ કે હુ તો ચોરી કરવા નિકળ્યો છુ, તેથી અમો એને પકડી લાવ્યા." રાજાએ કહ્યુ કે, "એના સઘળા પૈસા ગયા તેથી એ ભુખે મરતો હશે, માટે એ રાત્રે નીકળેલો, પણ જાતે મૂર્ખ, એટલે કહી દીધુ કે, હુ ચોરી કરવા નીકળ્યો છુ, માટે એને જવા દો." પછી સિપાઇએ તેને છોડી મુકયો.

પરતુ છોડી મુકયો, તે વખતે રાજાને તેની ગરીબ હાલત જોઈને બહુ દયા આવી. તેણે જાણ્યુ કે એ છે તો મૂર્ખ, પણ જો એકાદ નજીવુ કામ એને સોંપીશુ તો તેમાં કાંઈ ઝાઝી હરકત થશે નહીં, અને એનો નિર્વાહ ચાલશે, માટે કાંઈ એકાદુ નહાનું કામ એને સોંપવુ જોઇએ. પછી તેણે પોતાના વજીરને હુકમ આપ્યો કે, "આ ભોળા શખસને એકાદ નહાના કામપર રાખો કે, એ ભુખે મરતો રહે. એનો બાપ અગાઉ આપણે ત્યાં જ સિપાઈ હતો,

રાજાની નોકરી.

માટે તેના છોકરાની પરવશી આપણે કરવી જોઇએ." આ હુકમ સાભળી વજીરે કહ્યુ કે, "સાહેબ, જો આપની મરજી હોય તો દરવાજાપર ચોકીદાર તરીકે એને નિમીએ. શહેરમા જે ગાડા પેસે છે, તે દરેક ગાડે એક પૈસો આપણે લઇએ છીએ, તે લેવાના કામપર એને રાખવાને હું દુરસ્ત ધારું છુ, કારણ કે એ કામ ઘણુ જ સાદુ છે, તેથી એ કરી શકશે. હરરોજ એની પાસેથી સાંજના ઉઘરાવેલા પૈસાનો હીસાબ ચૂકવી લેવાને હું આપણા ખજાનચીને ફરમાવીશ, એટલે કાંઈ ઝાઝી ગડબડ થશે નહીં." આ ગોઠવણ રાજાને પણ ઠીક માફક આવી, તેથી તેણે તેને તે મુજબ કરવાને મજુરી આપી.

**નોકરીનાં સ્વપ્નાં.** પછી વજીરે મુરખાને કહ્યુ કે, "તને દશ રૂપીઆને દરમાયે મોટા દરવાજાપરની ચોકીનો ચોકીદાર બનાવ્યો છે, માટે તારે કાલથી ત્યા જઇને બેસવુ, અને શહેરની અદર જે ગાડા પેસે, તે ગાડાં દીઠ એક પૈસો લેવો, પણ જે શહેરમાથી ગાડાં બહાર જાએ તેની પાસેથી લેવો નહીં." આ હુકમ સાભળી મુરખો તો બહુ જ હરખાઈ ગયો, અને વારુ સાહેબ, એમ કહી મુરખો ઘેર ગયો. રાત્રે વાળુ કરી ખુશીમા સુતો, પણ રાજાએ પોતાને ચોકીદાર બનાવ્યો તે વાત યાદ આવ્યા જ કરે, તેથી તેને ઉંઘ બીલકુલ આવી નહીં. એક વિચાર સમે ને બીજો ઉઠે એમ કરતા છેક પાછલી રાત્રિ થઈ, તોપણ તેના વિચારનો પાર આવે નહીં, તેમા વળી એક વિચાર એવો ઉઠયો કે, હવે તો આપણે ચોકીદાર થયા, તેથી આપણો ગાડાવાળાઓ ઉપર પૂર હુકમ ચાલશે, માટે આપણે પણ તેઓનાપર સારીપેઠે અમલ બજાવીશુ. એમ કરતા જો કોઈ માહારો હુકમ માનશે નહીં, તો હું તેને એક લાત એવી મારીશ, કે તે દોહોડ ગાઉ ઉડીને આઘો પડશે. એમ વિચાર કરતા તેણે એક લાત ફેંકી, તે પાસે પાણીનુ ભરેલું માટલુ હતું તેમાં વાગી, તેથી તે માટલુ ફૂટી ગયુ, અને આખી પડશાળમા પાણી પાણી થઈ રહ્યુ, અને તેની પથારી પણ બધી લચકાબોળ થઈ રહી! તે ઉઠીને ઉભો થયો એટલે સહવાર પણ થઇ.

**જગાત ખાતામાં.** પછી ખાઇપીને લૂગડા પહેરી મોટે દરવાજે રોપ મારતા મુરખાભાઇ તો ચાલ્યા, અને ત્યાં જઈ બેઠા, પછી જે ગાડુ શહેરમાં પેસે તેની પાસેથી એક પૈસો લે, પણ જે પાછુ નીકળે તેની પાસેથી તેને પૈસો લેવાની સરકારે ના કહેલી તેથી તે તેઓની પાસેથી લેતો નહીં, પણ ઉલટો તેઓને એકેક પૈસો આપતો

તેણે મનમાં વિચાર કર્યો કે, જે ગામમાં પેસે તેની પાસેથી એકેક પૈસો જ્યારે લેવો, ત્યારે જે ગામમાંથી બહાર જાય તેને એકેક પૈસો આપવો પણ જોઇએ. તેથી તે નીકળતાં દરેક ગાડાવાળાને એકેક પૈસો આપતો. એમ કરતાં સાંઝ પડી. પછી ઉઠતી વખત જુએ છે તો પાસે કાંઈ જ રહ્યું નહીં. જેટલા પૈસા ઉપજના આવ્યા હતા, તેટલા બધા જ આપવામાં ગયા. રાત્રે સરકારકચેરીમાં ગયો. જામદારખાનાના ઉપરીએ તેની પાસેથી ગાડાંના લવાજમના રૂપીઆ માગ્યા કે, "જેટલી ઉપજ આજે થઈ હોય તે જમા કરાવો." ત્યારે મુરખાએ જવાબ દીધો કે, સાહેબ, આજ તો કાંઈ જ ઉપજ થઈ નથી."

આવુ બોલવું સાંભળી જામદારખાનાના દરોગાએ સરકારને જાહેર કર્યું કે, "કાશીરામ ચોકીદાર આજની ગાડાંની ઉપજ બીલકુલ બતાવતો નથી એ કહે છે કે આજે બીલકુલ ઉપજ જ થઈ નથી. એ તે શુ? આખા દહાડામા ગામમાં એકે ગાડું પેઠું નહીં હશે?"

રાજાએ પછી કાશીયાને (મુરખાને) બોલાવ્યો, અને પૂછ્યું કે, "આજ તું ઉપજ કેમ ભરતો નથી?" મુરખાએ કહ્યુ કે, "સાહેબ આજ તો એક પઇની પણ ઉપજ થઈ નથી, તે ક્યાંથી લાવીને ભરુ?" રાજાએ કહ્યુ કે,"શું આજ આખા દિવસમાં એકે ગાડુ ગામમાં આવ્યું જ નથી?" મુરખાએ કહ્યુ કે, "ગાડાં તો બહુએ આવ્યાં હતાં, અને બહુએ ગયાં હતાં. ત્યારે રાજા બોલ્યો કે, "ત્યારે ઉપજ થઈ નથી એમ કેમ કહે છે? ગાડા ગામમાં બહુએ આવ્યા, ને ઉપજ નહીં થઈ, એમ તે વળી હોય? શું તું ઉપજના પૈસા ખાઈ જવા માગે છે? જા, ઉતાવળે ત્રીજોરરને આપ, નહી તો જેર બધનો માર મરાવીશ. એ મુજબ ધમકાવીને રાજાએ કહ્યુ તેથી મુરખો બીહીધો, અને ધ્રુજતો ધ્રુજતો બોલ્યો કે, "સાહેબ, મને ધમકાવશો નહી હું એકે પઈ ખાઈ ગયો નથી. જરા મારાપર મહેરબાની કરીને હુ કહુ છુ તે સાંભળો." રાજા બોલ્યો કે, "બોલ, શુ કહે છે!" મુરખો બોલ્યો કે, "સાહેબજી, જેટલાં ગાડાં ગામમાં પેઠા, તેટલા જ નીકળ્યાં, તેથી જે ગામમાં પેઠાં તેની પાસેથી એકેક પૈસો મેં લીધો હતો, પણ જેટલાં ગામ બહાર નીકળ્યાં, તેને મેં એકેક પૈસો આપ્યો હતો, તેથી મારી પાસે એકે પૈસો હવે રહ્યો નથી, તારે હવે હુ ક્યાંથી ભરું?"

હું ખાઈ ગયો નથી.

મુરખાની આ હકીકત સાંભળી રાજા જેમ દલગીર થયો, તેમ આશ્ચર્ય પણ પામ્યો. તે મન સાથે કહેવા લાગ્યો કે, મુરખાએ કેવું કામ બનાવ્યું

છે! આપણે એની દાઝ જાણીને કામ સોંપ્યું, તો આવું અવળુ કીધુ; આવુ નજીવુ કામ પણ એ કરી શકયો નહીં, માટે હવે એનો શો ઉપાય કરવો? જો આપણે એની સંભાળ નહી લઇશું તો એ રઝળી રખડીને મરી જશે, માટે એને કાંઈ રીતે, પણ ઠેકાણે તો પાડવો જોઇએ. પછી રાજાને સારી પેઠે વિચાર કરતા એવું સૂઝ પડયું કે, એ બૈરી વગરનો છે, તેથી એની હાલત એવી જ રહેવાની, પણ જો એને એકાદ લફરુ વળગાવી આપીએ તો તેનાથી એનુ રક્ષણ થશે. એવો વિચાર કરીને તેણે એક ઘણી જ કગાલ વિધવા, જે એ મુરખાની ન્યાતની હતી, તેને રાજાએ તેડાવી, અને કહ્યુ કે, "તુ આ મુરખાસાથે નાતરુ કર"

**મુરખાએ નાતરું કર્યું.**

આ વાત સાભળી તે બાઈ હાથ જોડીને કહેવા લાગી કે, "રાજાજી સાહેબ, એ વાતની મારીથી હા કહેવાની નથી, મને માફ કરો!" રાજાએ તેણીને પૂછ્યુ કે, "શામાટે તુ ના કહે છે? એથી તને ગેરફાયદો શો છે?" તે બોલી કે "સાહેબજી, તમો સઘળુ જાણો જ છો. એ કેવો અક્કલવાળો છે, તેથી તમો કાંઈ અજાણ્યા નથી, માટે મને માફ કરો. એની સાથે નાતરુ કરવાથી કાંઈ માહારો દહાડો વળવાનો નથી, ઉલટુ મારે રળીને એનુ પેટ ભરવુ પડશે." રાજાએ કહ્યુ કે, "તે વાતની તુ કાંઈ ચિતા ન કર, હુ એવુ કરી આપીશ કે, તેથી તમો સુખે દહાડા કહાડશો માટે હુ કહુ છુ તે તુ કબુલ કર."

છેવટે રાજાનો બહુ આગ્રહ જોઇને તે બાઈ કબુલ થઈ, અને તે જ રાત્રે મુરખા જોડે તેણીએ નાતરુ કીધુ એ બાઇનુ નામ અબા હતુ.

**મુરખાનો સંસાર**

બીજે દહાડે સહવારે અબાને રાજાએ તેડાવી, અને રૂ ૫૦૦) આપ્યા અને કહ્યુ કે, "એમાથી તુ ઘરમા વાપરવાને જોઇતા ગચ-રચીલા મગાવજે, અને થોડાક રુપીઆ રાખીને બાકીના રૂપીઆમાંથી બે ત્રણ ભેંસો ખરીદ કરજે અને તેનુ જે દૂધ નીકળે તે, તથા છાસ, દહી, માખણ, ઘી વિગેરે વેચીને તે થકી તમારુ ગુજરાન ચલાવજો આ રોજગારમાં તારે બીજાનું કામ પડશે નહીં, પણ તું તારી જાતે જ કરી શકશે. મુરખો પણ ખાઇપીને મજા કરશે, અને એને તારા ધધામા ભેળવો નહી." એ રીતની સમજણ આપીને પેલી બાઇને રજા આપી. પછી તે પોતાને ઘેર ગઈ.

ઘેર ગઈ ત્યારે મુરખાએ તેને પૂછ્યુ કે, "રાજાએ તને શુ કરવા તેડી હતી?" તે ભલી બાઇએ જવાબ દીધો કે, "રાજાજીએ મને બોલાવીને આ રૂપીઆ આપ્યા છે. (એમ કહીને પોટલી બતાવી) એ પાંચશો છે—એમાંથી

આપણા ઘરને સારુ રાચરચીલાં વસાવવા તથા થોડાક રૂપીઆ રાખીને બીજા રૂપીઆમાથી એ ત્રણ ભેંસો વસાવવવાને રાજાએ કહ્યું છે. અને કહ્યુ છે કે એ ભેંસોનાં દૂધ, દહીં વગેરે વેચીને તમારુ ગુજરાન ચલાવજો." આ સાભળી સુરખો ખુશી થયો, અને બોલ્યો કે, ઠીક છે, આપણે એમ જ કરવુ.

એ રીતનો ઠરાવ નક્કી થવાથી પેલી અંબાબાઈ બોલી કે, "ત્યારે હુ કાલે સહવારમાં મારા પીઅરને ગામ જઈશ; મારા પીઅરમા કોઈ છે તો નહીં, પણ મારો પિત્રાઈ કાકો છે, તે મને સારી જોઇને ભેંસો અપાવશે." સુરખાએ કહ્યુ કે, "ઠીક છે, સુખેથી જજે." એ રીતનો મનસુબો કરીને તેઓ રાત્રે વાળુ કરીને સુતાં. બીજે દહાડે સહવારમા જમી ખાઇને અબાબાઈ પોતાના પીઅરના ગામમા ગઈ. તે ગામ અતાપૂરથી ત્રણ કોશ દૂર હતુ ત્યાં જઈ તેના પિત્રાઈ કાકાને મળી, અને પોતાનુ આવવાનુ કારણ તેની આગળ કહ્યુ, તે સાભળી કાકો રાજી થયો, અને કહ્યુ કે, "તેં સુરખાસાથે નાતરુ કીધુ એ કામ કોઈ ન્યાત જાતમા ઠીક કહેતું નથી, પણ રાજાએ જ્યારે આગ્રહ કરીને એ કામ કરાવ્યુ, ત્યારે તેનુ કહ્યુ તેં માન્યુ તે ઠીક કર્યું, એ વાત મને ગમતી છે, અને રાજાએ તમને જે આ રોજગાર બતાવ્યો, તે પણ ઠીક જ છે. એથી તમો સુખે દહાડા કહાડશો. હુ તને ભેંસો સારી જોઇને અપાવીશ, પણ એ કામ કાંઈ આજને આજ બનશે નહી. હુ આજુબાજુના ગામમા ભાળ કહડાવીશ, અને સારી જોઇને તને ભેંસો અપાવીશ. આજ તો તુ વાળુ પાણી કરીને જા. હુ ભાળ કહાડીને તને કહાવીશ. એટલે તુ રૂપીઆ લઇને આવજે." પછી અબાબાઈ તે મુજબ કાકાને ઘેર ખાઇને સાંજરે ઘેર જવા નીકળી. તે વખતે તેના પાડ પાડોશીઓ કહેવા લાગ્યા કે, "બેન અબા, ઘણે દહાડે તુ કયાથી આવી, ગામમાં કોળ ઊંદર પડશે." અબાએ હરખીને તેનું આવવાનુ કારણ કહ્યુ. તે સાભળી તે પાડોશીઓ બહુ રાજી થયા, અને બોલ્યા કે, "બહેન, લોકો તો ગમે તેમ કહેશે, પણ તેં રાજાના કહેવાથી નાતરુ કીધુ તે ઠીક કીધુ વારુ રાજા સારો કે તમને બેઉને ઠેકાણે પાડ્યાં. પણ બહેન, અમે છાસ પાણી લેવા આવીશુ તો અમને આપશે કે નહીં?" અબાએ કહ્યુ કે, "શાવાસ્તે નહી? તમને નહીં આપુ તો બીજા કોને આપીશ?" એમ કહીને ચાલતી થઈ.

જતા જતા તેનામનમા વિચાર આવ્યો કે,ભેંસો તો મારો કાકો મેળવી આપશે, માટે છાસ તાણવાની ગોળીનું કુભારને ત્યા નક્કી કરતી જાઉં, કેમકે આ ગામની ગોળીઓ બહુ સારી થાય છે. એવો વિચાર કરીને

તે કુંભારવાડે ગઈ, અને ત્યાં આઠ આના સારૂ ગોળી પટ્ટી અને સાંજરે પાછી પોતાને ઘેર આવી.

ઘેર આવી ત્યારે મુરખાએ પૂછ્યું કે, "કેમ અલી ભેંસોનું શું કરી આવી?" અંબાબાઈએ સઘળા વર્તમાન કહ્યા, અને વળી હસતાં હસતાં બોલી કે, "મારા પીઅરના પાડોશીઓએ તો મને છાસનાં નોતરાં અત્યારથી દીધાં તે બચારાં મારાપર બહુ હેત રાખે છે. મને જોઇને તેઓ અડધાં અડધા થઈ ગયાં." મુરખે પુછ્યું કે, "તેં તેઓને છાસ આપવાની હા કહી કે?" અબાબાઈ બોલી કે, "હસતા હસતા, કહે તેને ના કહેવાય?"

ઘરમાટે મુરખાની કાળજી!

એ સાંભળી મુરખો બહુ જ ચીડવાઈ ગયો, અને બે ત્રણ ગાળો આપડીને બોલ્યો કે, "મેર રાડ અભાગણી, તુ સઘળાને છાસ વેંહેચી નાંખવા બેઠી? ત્યારે આપણે વેપાર શાનો કરશુ?" એમ કહી લાગલો ઉઠ્યો, અને બે ત્રણ લાતો બચારી રાંકડી અબાને ઝાડી કહાડી! માર સહન ન થવાથી અબા મોટે ધાટે રડી ઉઠી, ત્યારે વળી ખીજવાઇને વધારે મારવા લાગ્યો. એ કળકળાટ સાભળીને પાડપડોશીઓ દોડી આવ્યા, અને મુરખાને કહેવા લાગ્યા કે, "કેમરે અલ્યા કાશીઆ, એને બાપડીને શુ કરવા મારે છે?" મુરખાએ કહ્યુ કે, "મારે નહી તો શુ રાડની પૂજા કરે? રાંડે મારી બધી છાસ એના પીએરીઆઓને વહેંચી નાખી. હવે અમે વેપાર શાનો કરીશું?"

મુરખાનું આ બોલવુ સાંભળી લોકો તો સઘળા હસી પડ્યા, અને બોલ્યા કે, "અલ્યા હજી તો ભેંસો પણ આણી નથી, અને એણે છાસ તે કોને વહેંચી આપી? અમથો નકામો વડા પહેલા તેલ શાને પીએ છે?" એ રીતે સઘળા લોકોએ તેને ઠપકો દીધો અને સમજાવીને ખવાડી પીવાડી ટહાડો પાડ્યો—પછી સૌ પોતપોતાને ઘેર ગયા.

મુરખો સુતો પણ તેને નીરાતે ઊંઘ આવી નહીં. પોતાની બાયડીને વગર વાંકે મારી તેનો પસ્તાવો કરવા લાગ્યો. તે મન સાથે કહેવા લાગ્યો કે, મેં મારી વહુને નકામી મારી, પણ હું શું કરુ? મારો કાંઈ વાક છે? એણે બધી છાસ વહેંચી દેવા માંડી ત્યારે શું કરુ? પણ વળી તેને મનમાં દાઝ આવી, કે એને બચારીને બહુ વાગ્યુ હશે, માટે લાવ જરા તેલ લઇને ચોળુ. પછી તે ઉઠ્યો અને એક વાડકીમાં તેલ લાવ્યો અને પોતાની વહુને ચોળવાને પગ આગળ બેઠો, અને પગે હાથ ફેરવવા લાગ્યો. અબા-બાઇને તો બચારીને સારીપેઠ માર પડેલો, તેથી તે ભર ઊંઘમાં હતી

બેરીના પગ દાબવા બેઠો.

પણ મુરખો બાર દઈને તેલ ચોળવા લાગ્યો તેથી તે જાગી ઉઠી, અને પોતાના પગપર હાથ ફેરવતો જોઈને બોલી કે, "અલ્યા કોણ છે ?" મુરખાએ તો જવાબ ન દેતાં જોરથી ઘસવા માંડ્યું, ત્યારે પેલી બાઈએ પોતાના પગ તાણી લેવા માંડ્યા, એટલે મુરખાએ તે જોરથી પકડી રાખ્યા. રાત્રે ઘરમાં દીવો નહતો, તેથી મુરખાનું મોં દીઠામાં આવતું નહોતું, તેથી પેલી બાઈ બીધી અને બૂમ પાડી ઉઠી કે, આવોરે આવોરે આવોરે મારા ઘરમાં કોઈ પેઠું છે."

આ બૂમથી પાડપડોશીઓ દોડી આવ્યા, પણ બારણા તો બધ, તેથી તેઓએ તે ઉતાર્યાં અને ઘરમાં પેઠા. એટલે મુરખાએ નાસવા માંડ્યું, તેવો જ લોકોએ તેને પકડ્યો, અને કોપરાપાક આપવા માંડ્યો, ઘરમાં અધારું તેથી કોઇનુ મો સૂઝતુ નહી હતુ. તેથી અધારે બિચારા મુરખાને સારીપેઠે કુટી માર્યો.

**પ્રેમનો બદલો માર**

મુરખાએ ઘણીએ બૂમો મારી કે, "એ તો હુ છઊં, મને શુ કરવા મારો છો !" "પણ ઘણા લોકોની ગડબડમા એનુ બોલવું કોઇએ સાંભળ્યુ નહી, અને મારી મારીને અધમુવો કર્યો, પણ એટલામાં જ પેલી અંબાબાઇએ દીવો કર્યો, અને તેનુ મોં જોયુ તો પોતાના ધણીને જ દીઠો. લોકોએ પણ મુરખાને જોઈને તેને છોડી દીધો, અને પસ્તાવો કરવા લાગ્યા કે, આપણે વગર જોયે નાહક બિચારા મુરખાને કુટી માર્યો ! એ રીતનો પસ્તાવો કરીને તેઓ પોતપોતાને ઘેર ગયા.

સહવાર થઈ એટલે મુરખો અને અંબાબાઈ ઉઠ્યાં. બનો જણને સારી પેઠે ગઈ રાત્રે માર પડેલો, તેથી તેઓ છેક ઢીલા થઈ ગયાં હતાં. તોપણ ઉને પાણીએ નાહીને ખાધુ એટલે હોશીયાર થયાં. ચાર પાંચ દિવસ ગયા, એટલે અબાબાઇના કાકાએ કહાવ્યુ કે, પોણો પોણોસો રૂપીઆની ત્રણ ભેંસો તારે સારુ શોધી કહાડી છે, માટે સવાબસો રુપીઆ લઇને આવ. તે મુજબ તે રૂપીઆ લઇને ત્યાં ગઈ, અને ત્રણ ભેંસો તથા પેલી છાસને સારુ પહેલી ગોળી લઇને અંબાબાઈ સાંજરે ઘેર આવી. ભેંસો સારી તાજી માતેલી જોઇને મુરખો હરખાઈ ગયો, ને મનમાં કહેવા લાગ્યો કે દૂધ, દહીં, છાસ, માખણ અને ઘી ખાવાની હવે ખૂબ મજા પડશે.

મુરખાભાઈ એ રીતે પોતાના મનમાં મકલાય છે; અબાબાઈ તો બચારી ઘાસ દાણો વગેરે જોઈતી ચીજો ભેંસોને સારૂ વસાવવા લાગી, અને દરરોજ દૂધ વગેરે વેચીને પોતાનુ તથા પોતાના મુરખા ધણીનુ ગુજરાન ચલાવવા લાગી. કોઇવાર છાસ કરીને વેચે, ને કોઈવાર ભાવ સારો આવે તો દૂધ જ વેચી નાંખતી. છાસ જ્યારે તાણવી પડે ત્યારે કોઈ પાડપડોશીની ખુશામત કરીને તેને તેડી લાવીને પોતાનું કામ છાસ, દૂધ વગેરે આપીને કહાડી લેતી, પણ તે સૌ છાનુ જ કરતી. કારણ કે ધણી મુરખો, તેથી વળી કાંઈ તોફાન મચાવી બેસે. મુરખો તો દૂધ, દહી, છાસ, માખણ, ઘી વગેરે ખાઇને રખડ્યા કરતો. અગે પણ સારો માતો થયો. માતો થાય તેમા નવાઈ પણ શી? ખાઈ પીને હરાયા ઢોરની મિસાલ ફરતાં ફરવાનું, નહીં કામ ને નહી ધંધો, અબાબાઈ બચારી પોતાનુ લાગ્યુ પોતે ભોગવી લેતી, પણ મુરખાને કશુએ કહેતી નહી કારણ કે જો કહેવા જાય તો વળી કાંઈ પ્રસાદી જમવી પડે તે બીહીકથી તે બચારી તેને કાંઈ જ કહેતી નહી રાજાની મહેરબાનીથી ખાવાપીવાનુ સુખ તો સારુ થયુ, પણ ધણી મુરખો, તેથી તે તરફનો બળાપો તેના મનમાં બહુ હતો.

કેટલાક દિવસ ગયા કેડ એક દહાડો તે અબાબાઈ પાછલા પહોરની નવરી હતી તેથી તે ઓટલે બેઠી હતી તેના પાડોશીઓના છોકરા છૈયા બારણામા રમતા હતા તે જોઇને તેના મનમા ઓછુ આવ્યુ! તે મન સાથે કહેવા લાગી કે, મારા પાડોશીઓ કેવા ભાગ્યવાન છે! કે તેને છોકરાં છૈયાંનુ પણ સુખ સારુ છે! મારો તો ધણીએ મુરખો ને વળી પેટ છોકરાનુ પણ સુખ નહીં! પીયર મૈયરમા પણ કોઈ મળે નહીં! મારા જેવી અભાગણી બીજી કોઈ નથી! એવી રીતનો માઠો વિચાર તેના દીલમા આવવાથી તે બહુ જ બળાપો કરવા લાગી! આખરે એટલે સૂધી થયુ કે તેની આખોમા પાણી ભરાઈ આવ્યા! તેથી તે ઓટલાપરથી ઉઠીને ઘરમાં આવી એક ખૂણે બેસીને રડવા લાગી! આ વખતે તેની છાતી બહુ જ ભરાઈ આવી હતી! તેથી તેનુ રડવુ સમાતુ નહીં હતું! એવામા સાજ પડવા આવી, તેથી મુરખો પણ રઝળી રખડીને ઘરમા આવ્યો. તે ઘરમા આવી જુએ છે તો પોતાની સ્ત્રી એક ખૂણે બેસીને રડે છે. તેને રડતી જોઈ મુરખો બોલ્યો કે, "અલી, કેમ તુ રડે છે? તને શુ દુ:ખ છે? તારું માથુ બાથુ દુખે છે?"

તે ભલી અબાબાઈ બોલી કે, "માથું બાથું તો કાંઇએ દુખતું નથી, પણ મને જરા બળ્યું ઓછું આવ્યું, તેથી મને રડવુ આવે છે." મુરખાએ કહ્યુ કે, "ઓછું તે શુ આવ્યુ? શું આપણી ભેંસોએ આજે ઓછું દૂધ દીધુ?" આવુ મુરખાઈ ભરેલું બોલવુ સાંભળવાથી અબાબાઇને હસવુ આવ્યુ, અને તે બોલી કે, "તમે સમજો નહી ને શુ માથાકુટ કરો છો? દૂધ ઓછુ દે તેમાં તે વળી કોઈ રડવુ હશે?" મુરખાએ કહ્યુ કે, "ત્યારે તું શું કરવા રડે છે?" પછી અંબાબાઇએ બોલીને વાત કહી કે, "આપણા પાડોશીઓને છોકરાં છેઆનુ સુખ સારું છે ને મારે પેટ એક છોકરુ ન મળે, તેથી મને જરા ઓછું આવ્યુ, ને તેથી રડવુ આવે છે!" મુરખાએ કહ્યુ કે, "તારે પેટ છોકરું નથી, તો મારે પેટ પણ કયાં છે? જો" (એમ કહીને પોતાનુ પેટ બતાવે છે.)

તારે પેટ છોકરું નહીં તો મારે કયાં છે?

આ મૂર્ખપણું જોઈ અબાબાઇને તો ચીડ ચડી. તે બોલી કે, "તમને દુનિયાદારીનુ કાંઈ ભાન નથી, ને અમથી માથાઝીક ન કરો. મારી પાસેથી આઘા ખસો. તમારામાં ભાન હોય ત્યારે વગી જોઇએ પણ શુ?" પોતાની સ્ત્રીનું આવું ઠપકાનુ વેણુ સાંભગી મુરખાએ કહ્યુ કે, "ત્યારે મને તું જેમ કહે તેમ હું કરુ, પણ તું રડીશ નહીં, મારો તો જીવ બળે છે!" અબા-બાઈ બોલી કે તમારો જીવ જો મારે સારુ બળતો હોય તો કાંઈ બાધા લો, કે મને એકાદ છોકરુ થાય." મુરખાએ કહ્યુ કે, "ઠીક છે. હું કાલે સવા-રમા નાહીને બાધા લઋશ. તું કશી ફીકર કરતી નહી."

સવાર થઈ એટલે મુરખો નાહ્યો, અને સૂરજ સામો ઉભો રહીને બાધા લીધી. એની બાધા તો ઘણી જ મુરખાઈ ભરેલી હતી, કેમકે પોતે મુરખો એટલે બાધા પણ તેવી જ હોય તો! પણ પ્રભુના કરવાથી તેની સ્ત્રીને તરત જ હમેલ રહ્યા. આથી અબાબાઈ બહુ જ હરખાતી હતી. સાત માસ થયા એટલે શ્રીમંતનો વરો કીધો. મુરખાને તેના પાડપાડોશીઓ હસતા કે, "અલ્યા છોકરો આવશે તે તને તો બાપા કહેશે! એ વખતે મુરખો બોલતો કે, "શાળો છોકરો જો મને બાપા કહેશે, તો હું પણ તેને બાપા કહીશ, પણ જો તે મને બાપા નહીં કહેશે, તો હું પણ તે સાળાને બાપા નહીં કહું!" આવુ ગાંડુ ગાંડુ બોલતો, તેથી પાડોશીઓને રમુજ પડતી.

મુરખાની બાધા ફળી.

બે માસ થયા એટલે અંબાબાઈની પેટે એક સુંદર રૂપાળો અને ગુણીયલ છોકરો જન્મ્યો. તેને જોઈને અંબાબાઈ ઘણી હરખાતી હતી. એક દિવસ તેને સાંભરી આવ્યું કે, મારા ધણીએ બાધા લીધી છે તે હવે મૂકાવવી જોઈએ.' પછી તેણીએ મુરખાને કહ્યું કે, "તમે છોકરાને માટે શું બાધા લીધી હતી? જે લીધી હોય તે હવે મૂકવી જોઈએ. આપણે દેવનું દેણુ રાખવું નહીં.' મુરખાએ કહ્યું કે, "સારૂ, ત્યારે હું સવારમાં નદીએ નાહીશ, અને બાધા મૂકી આવીશ." સવાર થતાં જ પોતાની સ્ત્રી પાસેથી થોડાક પૈસા લીધા અને બજારમાંથી સવાશેર મરચાં લીધાં અને નદીએ ગયો ત્યા જઈ એક બ્રાહ્મણને કહેવા લાગ્યો કે," માહારાજ, મેં સવાશેર મરચા ખવાડવાની બાધા લીધી છે, માટે તમે ખાશો?" બ્રાહ્મણ પણ પાકો તે ચેત્યો કે, આ બેવકુફ મારુ ઓસડ તો ઠીક કરવા આવ્યો છે. તેણે તે મુરખાને કહ્યુ કે, "હા, મેં પણ બાધા લીધી છે કે, જો મુરખો મારી પાસે મરચાં લાવે ને તેને તે જો હુ સવાશેર મરચાં ખવાડું, તો તેની સોનાની કાયા થાય માટે એ મરચાં જો તુ ખાય તો તારી સોનાની કાયા થાય." આ સાભળી મુરખાએ તે બધાં મરચાં ચાવી ખાધાં અને ઘેર આવ્યો. સવાશેર મરચાં ખાધાથી તેનું સઘળુ લોહી લૂટી પડ્યું આ વાતની ખબર પડતા તેની સ્ત્રીએ વૈદ્યને તેડાવીને ઘણાએ ઉપાય કર્યા, પણ કાંઈ જ ટીકી લાગી નહી અને ત્રણ દિવસમાં તે મરણ પામ્યો! તેની સ્ત્રી ઘણી રોઈ કુટી, પણ શું કરે! હવે તો પોતાના છોકરાપર જ ભરોશો રાખીને તે બેઠી. પોતાના ધણીનો દિવસ પાણી કીધા બાદ તેણીએ પોતાના છોકરાનું નામ ચતુરશિગ પાડ્યુ આ છોકરો પણ જેવુ નામ તેવો જ હતો. એની ચતુરાઇના વર્ણનનો એક ગ્રથ જૂદો રચવામાં આવેલો છે. જેમ આ ગ્રથમા મુરખાની મુરખાઇના જ સઘળાં ચરિત્ર છે, તેમ તે ગ્રંથમાં ચતુરશિગની ચતુરાઇના જ સઘળાં ચરિત્ર આવેલા છે.

*મુરખાએ બાધા મૂકી.*



**સસ્તું સાહિત્ય—"ગુજરાતી"ના ગ્રાહકોને**

| પુસ્તકનું નામ. | કિંમત |
|---|---|
| ૧ જૂનું નર્મગદ્ય—વધારા ને કવિની છબી સાથે... | [illegible] |
| ૨ ગુજરાત સર્વસંગ્રહ—કવિ નર્મદનો રચેલો અને સરકારે છપાવેલો ... ... ... | ૧— ૦–[illegible] |
| ૩ દેશવ્યવહાર વ્યવસ્થા—કવિ નર્મદનો ન છપાયેલો અર્થશાસ્ત્રનો ઉત્તમ ગ્રંથ ... ... | ૦–૧૪–૦ |
| ૪ ધર્મવિચાર—અદ્વિતીય નિબંધોનો સંગ્રહ ... | ૦–૧૨–૦ |
| ૫ નર્મકવિતા—સુરત મીશન પ્રેસમાં છપાયલી .. | ૦— ૨–૦ |
| ૬ નર્મકવિતા—સુરત સોદાગર પ્રેસમાં છપાયલી... | ૦— ૧–૦ |
| ૭ રામજાનકી દર્શન—(નાટક) ... ... | ૦— ૬–૦ |
| ૮ સારશાકુન્તલ (નાટક) ... ... ... | ૦— ૪–૦ |
| ૯ બાળકૃષ્ણવિજય નાટક... ... ... | ૦— ૪–૦ |
| ૧૦ ગંગા—ગુર્જર વાર્તા (શિવાજીની સુરતની લૂટ)... | ૦— ૮–૦ |
| ૧૧ ઘાસીરામ કોટવાલ—પેશ્વાના વખતની બહુ રમુજી ચાનક અને જ્ઞાન આપનારી વાર્તા ... | ૦— ૪–૦ |
| ૧૨ વેદોક્ત ધર્મપ્રકાશ—વિષ્ણુબાવા બ્રહ્મચારી કૃત. આ ગ્રંથમાં ધર્મના ઘણા ગૂઢ વિષયોના સાદી ભાષામાં એવા સચોટ ખુલાસા આપ્યા છે કે, જેવા બીજે સ્થળે ભાગ્યેજ વાંચવામાં આવશે. | ૦–૧૪–૦ |
| ૧૩ ધાતુસંગ્રહ—ટેલર અને વ્રજલાલ શાસ્ત્રીનો રચેલો અને સરકારે છપાવેલો... ... ... | ૦— ૬–૦ |
| ૧૪ એમ. એ. બનાકે ક્યોં મેરી મીટી ખરાબકી | ૧— ૦–૦ |
| ૧૫ આજકાલનો સુધારો કે રમણીય ભયંકરતા... | ૧— ૦–૦ |
| ૧૬ વિલાયતી વિલાસમાં દેશનબાઈ બહાર ... | ૧— ૦–૦ |
| ૧૭ ભાગવત એકાદશસ્કંધ—મૂળ—ભાષાંતર—ચિત્ર. પાકું પૂઠું, સુંદર કાગળ ... ... . | ૦— ૬–૦ |
| ૧૮ ૨૫૦૦ વર્ષ પૂર્વેનું હિન્દુસ્તાન ... ... | ૦— ૮–૦ |
| ૧૯ બોધવચન—પરમહંસ રામકૃષ્ણનાં... ... | ૦— ૬–૦ |
| ૨૦ શુક્રનીતિ ... ... ... ... | ૧— ૪–૦ |
| ૨૧ જનાનખાનાની બીબી ... ... ... | ૦— ૮–૦ |
| ૨૨ મુક્તામાળા ... ... ... ... | ૦— ૮–૦ |
| ૨૩ રાસેલાસ ... ... ... ... | ૦— ૭–૦ |
| ૨૪ કિનાર્બસ ... ... ... ... | ૦— ૭–૦ |

ઉપરની બધી ચોપડીઓનો ટપાલ ખર્ચ જુદો પડશે.

અમારા એજંટો પાસેથી લેનાર ગ્રાહકને રૂપિયે એક આનો વધુ ટપાલનુ આપવો પડશે.